# બાળનિર્માણની વાર્તાઓ ભાગ-૧૧

લેખક
આશાબહેન એ. શાહ 'સરસિજ'

પ્રકાશક :
**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**
**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**
ફોન : (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯
મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯
ફેક્સ : (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન :
શાખા અમદાવાદ
ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,
જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩
ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ-૨૦૧૩ કિંમત રૂા. ૧૩.૦૦

# અનુક્રમણિકા

# અભણ માનો સંસ્કારી દીકરો

સાંજનો સમય. દિવસ આથમવાની તૈયારી હતી. બધાં લીંબુ વેચાયા પછી જ ઘેર જવાનું નક્કી કર્યું, એટલે આજે મોડું થઈ જવાથી રમેશ ઘેર પહોંચવા જલદી જલદી પગ ઉપાડતો હતો. હાથમાં ખાલી ટોપલી લઈને, તે ગીત ગણગણતો ઘેર જલદી પહોંચાય એટલે, જ્યાંથી રેલવે લાઈન જતી હતી તે પાછળવાળો ટૂંકો રસ્તો પકડીને ઉતાવળો આવતો હતો.

રમેશ એની માનો એકનો એક દીકરો હતો. ભણી- ગણીને મહાન બને એવી એની ઘરડી માની ઈચ્છા હતી. પણ એમ થઈ શક્યું નહીં. ઘરની ગરીબ પરિસ્થિતિએ રમેશને અધવચથી જ અભ્યાસ છોડવા મજબૂર બનાવ્યો. મા-દીકરો રાતદિવસ બગીચાની ચોકી કરતાં. રમેશ પણ ચોથે-પાંચમે દિવસે બજારમાં જઈને ફળ વગેરે વેચી આવતો અને આમ એમનું ગુજરાન ચાલતું. ઘણીવાર વચ્ચે વચ્ચે રમેશને ક્યાંક નોકરી પણ કરવી પડતી. રમેશ પણ ખૂબ જ ખંતથી-મહેનતથી મન લગાડીને પોતાનું કામ કરતો હતો. એની માએ શીખવાડ્યું હતું કે મહેનતથી જ સુખ મળ્યા કરે છે.

આમ તો રમેશની મા અભણ હતી, પણ હતી વિચારશીલ અને ખૂબ સુસંસ્કારી ! પોતાની ગરીબાઈને કારણે, ભલે તે રમેશને ભણાવી ન શકી પણ તેણે રમેશને ખૂબ જ સારા સંસ્કાર આપ્યા હતા. ઘણું કરીને માબાપ બાળકોને નિશાળે મોકલીને જ પોતાની ફરજ પૂરી થયેલી માને છે. પણ નિશાળમાં ભણવાથી જ શ્રેષ્ઠ વ્યક્તિત્વ થઈ જતું નથી ! એને માટે તો માબાપને જાતે જ પ્રયત્ન કરવો પડે છે. માના શિક્ષણને કારણે

જ, નાની ઉંમરમાં જ રમેશ ખૂબ જ સાહસિક, વીર અને સમજશક્તિવાળો બની ગયો હતો. બીજાની સેવા, સહાયતા કરવાની ભાવનાનો રમેશમાં વિકાસ કરવામાં આવ્યો હતો કારણ કે સમાજનું નિર્માણ અને દેશનો વિકાસ આ ગુણોને કારણે જ થાય છે.

આવતાં આવતાં રમેશ વિચારતો હતો કે આજે તેની મા ખૂબ જ ખુશ થશે. ઘેર જઈને તે ખાઈ-પીને મા પાસેથી વાર્તાઓ સાંભળશે. ત્યાં જ તેની નજર અચાનક રેલવેના પાટા તરફ ગઈ. સામેથી આગગાડી પણ ધમધમાટ આવતી હતી. એક ઘરડી ડોશી બેધ્યાનપણે પાટા વચ્ચે મસ્તીથી ચાલી જતી હતી. રમેશે જોરથી બૂમ પાડી, ''ડોશીમા, બાજુએ હટી જાવ, ગાડી આવી રહી છે.''

પણ બહેરી ડોશીએ કશું જ ન સાંભળ્યું. તેને બરાબર દેખાતું પણ નહોતું એટલે અજાણપણે બે પાટાની વચ્ચે પોતાની ધૂનમાં જ ચાલી રહી હતી, પછી ભલેને યમરાજના દૂત કેમ પકડવા નથી આવતા !



રમેશે વિચાર્યું, ગાડી નજીક આવી ગઈ છે અને બહેરી ડોશી

સાંભળતી નથી, એટલે ઝડપથી દોટ મૂકીને ખૂબ જોરથી તેણે ડોશીને ધક્કો માર્યો. ડોશી પાટાથી દૂર ફેંકાઈ ગઈ, પણ ત્યાં સુધીમાં તો આગગાડી આવી પહોંચી હતી. એંજિનમાંથી ઊડેલો કોલસો રમેશની બાંય પર પડ્યો. એણે ટેરીકોટનનો બુશર્ટ પહેરેલો હતો. હવાને કારણે તેમાંથી આગ પેદા થઈ ગઈ. બુશર્ટ કાઢીને ફેંકવામાં અને તેને હોલવવામાં રમેશનો પગ પણ સખત રીતે ખૂબ દાઝી ગયો.

ડોશીમા પણ ત્યાં સુધીમાં તો ઊભાં થઈ ગયા હતાં. તેમની નજર સામે જ આગગાડી પસાર થઈ હતી, એટલે સમજી ગયાં કે તેમને ધક્કો કેમ મારવામાં આવ્યો હતો. તે ઝડપથી પોતાનો જીવ બચાવનાર બાળક પાસે પહોંચી ગયાં અને આગ હોલવવામાં મદદ કરી. એટલું જ નહીં બૂમો પાડીને રસ્તે જતા મુસાફરોનેય બોલાવીને રમેશને દવાખાને લઈ ગયા.

દાઝેલા રમેશને મલમપટ્ટી કરતાં અને ગ્લુકોઝ ચઢાવતાં ડૉક્ટરોએ પૂછ્યું, બેટા, કેવી રીતે તું આટલો સખત દાઝી ગયો ?

રમેશે વિસ્તારથી આખો બનાવ કહી સંભળાવ્યો, જે સાંભળીને ડૉક્ટરો ગદ્ગદ્ થઈ ગયા. નાના બાળકના સાહસ અને પરોપકારની ભાવના જોઈ શ્રદ્ધાપૂર્વક તેમનું મસ્તક ઝૂકી ગયું. ઘરડા ડોશીમાની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં. તે રમેશના માથા પર હાથ ફેરવતાં કહેવા લાગ્યાં, ''બેટા, મને મરવા દેવી હતી ને, તેં તારો જીવ મારા માટે કેમ મુસીબતમાં મૂક્યો ?''

રમેશે કહ્યું, ''તમે મારાં દાદીમા સમાન છો. મારી ફરજ છે કે તમને બચાવવાં જોઈએ, એનું પાલન મારે કરવું જ

જોઈએ.''

ડૉક્ટરે રમેશની પીઠ થાબડીને કહ્યું, ''ઈશ્વર હંમેશાં તને એવી શક્તિ, સદ્‌બુદ્ધિ આપે અને સુખી બનાવે.''

ડૉક્ટરસાહેબે એક નોકરને રમેશના ઘેર મોકલ્યો. સમાચાર સાંભળીને રમેશની મા દોડતી દવાખાને આવી. રમેશને હૃદયસરસો ચાંપ્યો. તેની આંખોમાંથી અતૂટ અશ્રુધારા વહેતી



હતી. ડૉક્ટર કહેવા લાગ્યા, ''બહેન, ધન્ય છે તમારા માતૃત્વને! તમે બાળકને જે સુંદર શિક્ષણ અને સંસ્કાર આપ્યા છે તે સમાજને માટે ગૌરવ લેવા જેવું છે. પોતાને માટે બધાય કરે છે પરંતુ સંકટ સમયે બીજાની વાત વિચારે છે, બીજાને માટે કંઈક કરે છે તે જ જીવન ધન્ય છે.''

ડૉક્ટરસાહેબે રમેશની માને કહ્યું કે, ''તેઓ ખર્ચની જરાય ચિંતા ન કરે. તેની તમામ સારવાર મફત કરવામાં આવશે.''

રમેશ કેટલાક દિવસ પોતાની મા સાથે દવાખાને રહ્યો. પોતાના સરળ, હસમુખ અને કપટરહિત સ્વભાવથી ત્યાં

બધાંના દિલ તેણે જીતી લીધાં. સારું થઈ ગયા પછી આજુબાજુના દરદી, નર્સો અને ડૉક્ટરોએ ખૂબ ભેટસોગાદ આપીને રમેશને વિદાય આપી. એટલું જ નહીં રમેશની માને એ પણ કહ્યું કે તે રમેશને ફરીથી ભણવા મોકલે, તમામ ખર્ચ તેઓ આપશે. ફરીથી નિશાળે જવાની વાત સાંભળી રમેશને ખૂબ જ આનંદ થયો.

આવાં કામોમાં રમેશનો ઉત્સાહ વધારવા તેના સાહસ અને પરોપકારની સૂચના ડૉક્ટરસાહેબે સૂચના-મંત્રાલય સુધી પહોંચાડી. ગણતંત્રના દિવસે સમારંભમાં પ્રધાનમંત્રીને હાથે, તેની વીરતાને બિરદાવતાં ઈનામ આપવામાં આવ્યું.

# બુદ્ધિશાળી મા

વિક્રાંત કહી રહ્યો હતો, ''છાનોમાનો પૈસા આપી દે. નહીં તો મારા જેવો કોઈ ખરાબ નથી.''

''ભાઈસાહેબ, મેં તો રૂપિયા જોયા પણ નથી.'' છોટુ કાકલુદી કરતો હતો.



"ઠીક છે, તું એમ નહીં માને." કહેતાં વિક્રાંતે છોટુના ગાલ પર એક તમાચો મારી દીધો.

અપમાન અને મારને કારણે છોટુ રડવા લાગ્યો. બૂમો સાંભળી વિક્રાંતની મા દોડી આવી. ત્યાં તેણે જોયું કે દીવાલને ટેકે ઊભેલો છોટુ ડુસકાં ભરીને રડી રહ્યો હતો. પૂછવાથી તેણે કહ્યું કે વિક્રાંતભાઈ કહે છે કે પેન્ટના ખિસ્સામાં વીસ રૂપિયાની નોટ મૂકેલી હતી એટલે છોટુએ બંને ખિસ્સા ફેંદી નાખ્યા હતા પણ ક્યાંય કાગળનો કટકોય નહોતો. હવે વિક્રાંત છોટુને છાનોમાનો નોટ મૂકી દેવાની ધમકી આપી રહ્યો હતો.

વિક્રાંતને ધમકાવતાં મા બોલી, "કોઈને મારવાનો તને શું અધિકાર છે તારે પેન્ટને ખિસ્સાં તપાસીને ધોવા નાંખવું હતું.

પછી છોટુને કહ્યું, "છોટુ તારી ઉપર અમને પૂરેપૂરો વિશ્વાસ છે. કેટલાંય વર્ષોથી તું અમારાં કપડાં ધૂવે છે."

જેમતેમ સમજાવી-પટાવીને તેણે છોટુને ઘેર મોકલ્યો. પછીથી વિક્રાંતને ધમકાવતાં કહ્યું, "આ રીતે તને નાના બાળકને મારવાનો કોઈ અધિકાર નથી. ભૂલ તારી હતી પછી બીજાને શિક્ષા કેમ કરી ?"

ફરીથી વિક્રાંતે એમ જ કહ્યું કે "મા, નોટને પેન્ટમાં જ મૂકી હતી."

"તું ભૂલ કરે છે વિક્રાંત, તેં ક્યાંક બીજે મૂકી હશે. હું કપડાંનાં ખિસ્સાં તપાસીને જ ધોવા માટે મૂકું છું. તારું પેન્ટ પણ મેં જોયું હતું. તેમાં કશું જ નહોતું" મા બોલી.

હવે વિક્રાંત શું બોલે ! તે ચૂપ થઈ ગયો ! તેની યોજના બગડી ગઈ હતી ! એણે વિચાર્યું હતું કે છોટુને મારીને, તેની

ઉપર ચોરીનો આરોપ મૂકીને અંતે રૂપિયા મેળવવામાં સફળ થઈ જવાશે. પણ થયું એથી ઊલટું ! માએ ચોખ્ખું જ જણાવી દીધું કે "તેં બેદરકારીથી ઘરખર્ચના રૂપિયા ખોઈ નાખ્યા છે એટલે હવે તારા ખિસ્સાખર્ચમાંથી એ રૂપિયા વસૂલ કરવામાં આવશે."

વિક્રાંતે ખૂબ આજીજી કરી પણ માએ એકેય વાત માની નહીં. તે પોતાના નિર્ણય ઉપર મક્કમ હતી. એટલું જ નહીં પિતાજી અને બહેને પણ માને ટેકો આપ્યો. એમનું કહેવું હતું કે વિક્રાંત ખૂબ જ બેદરકાર થઈ રહ્યો છે. ઘણું કરીને પૈસા ખોઈ નાંખતો હોઈ તેને શિક્ષા થવી જ જોઈએ.

હવે માએ વિક્રાંત પાસે બજારમાંથી વસ્તુઓ મંગાવવાનું બંધ કર્યું. તે રૂપિયા બચાવવા વસ્તુઓ પણ સોંઘી લાવતો હતો. મા અને પિતાજી ભલેને ગમે એટલાં થાક્યાં હોય તો પણ જાતે જ બજારમાં જતાં. એટલું જ નહીં મા પોતાના પાકીટની પણ કાળજી રાખતી હતી અને તે વિક્રાંતની નજરથી દૂર રાખતી હતી. એક-બે વાર રૂપિયા ખોવાઈ જવાથી એને વિક્રાંત પ્રત્યે વહેમ ભરાઈ ગયો હતો.

ખિસ્સાખર્ચ બંધ થયું હતું અને અઠવાડિયાથી ઘરમાંથી કંઈ પણ મળ્યું નહોતું. વિક્રાંતના મિત્રો તેની મશ્કરી કરતા રહેતા, "વાહ, ભોળાનાથ, મૂરખરાજ, તમારા દોસ્તદારોથી તો કંઈક શીખો."

બધા પૈસાદાર ઘરોના છોકરા હતા. દરરોજ ઘરમાંથી છાનામાના પૈસા લાવતા હતા. બધાના રૂપિયા ભેગા કરીને, હળીમળીને, ખાઈપીને પૈસા બરબાદ કરતા હતા. વિક્રાંત આ

મંડળીમાં થોડા દિવસોથી જોડાયો હતો. પાંચ-છ દિવસો તો જેમ તેમ પૈસા લાવવામાં તે સફળ થયો, પરંતુ હવે તો તે કંઈ લાવી શકે તેમ નહોતો. પહેલાં તો મિત્રો મજાક કરતા રહ્યાં પછી તેમણે ચોખ્ખું જણાવી દીધું, ''જો તું બે-ચાર દિવસમાં ઘરમાંથી કંઈ જ નહીં લાવે તો અમારી મંડળીમાંથી તને કાઢી મૂકવામાં આવશે. તારા જેવા મૂર્ખાની અમારે જરૂર નથી.''

વિક્રાંતને ખોટું લાગ્યું. ઘેર આવીને તે લાગ શોધવા લાગ્યો. રાત્રે કંઈક વિચારતાં વિચારતાં તે જલદી ઊંઘી ગયો. સૂતાં સૂતાં અચાનક જ તેની આંખ ઉઘડી ગઈ. એને માતાપિતાની વાતો સ્પષ્ટ સંભળાવા લાગી. પિતાજી કહી રહ્યા હતા, ''તું કેટલાય દિવસથી સ્વેટર ખરીદવાનું કહી રહી હતી. ચાલો આવતીકાલે બજારમાંથી ખરીદી લઈએ.''

મા કહેતી હતી, ''પણ હું વિચારું છું કે, વિક્રાંત માટે કોટ સિવડાવી દઉં. કેટલાય દિવસથી તે કહે છે. મારે તો આમ ખાસ જરૂર નથી. આવતે વર્ષે ખરીદીશું.'' પિતાજી હસતાં હસતાં કહેવા લાગ્યા કે ''તું તો હંમેશાં આમ જ કરે છે.''

એમની વાત સાચી હતી. માને વિક્રાંત ઉપર ખૂબ પ્રેમ હતો. તેની દરેક ઈચ્છા પૂરી કરવાની તે કોશિશ કરતી હતી. પોતાની વસ્તુમાં કરકસર કરીને પણ તેના માટે વસ્તુ ખરીદતી. તેમનું કુટુંબ મધ્યમ વર્ગનું હોઈ, હંમેશાં બજેટ મુજબ જ તે ખર્ચ કરતી હતી.

મા સાથે કરેલી છેતરપિંડીથી વિક્રાંતનું મન તેને ધિક્કારવા લાગ્યું. તેની આંખોમાંથી આંસુ નીકળી પડ્યાં. રાત્રે તે શાંતિથી સૂઈ ન શકયો. સવારમાં નિશાળે જવા માએ જગાડ્યો તો તેનું

માથુ સખત દુઃખતું હતું. તેણે કહ્યું, ''મા આજે તબિયત સારી નથી, નિશાળે નહીં જઈ શકું.''

એની લાલ આંખો જોઈ અને વાત સાંભળી માને ચિંતા થઈ. માથા પર હાથ ફેરવી, શરીરે હાથ અડકાડી પછી રજાઈ ઓઢાડીને તેને સૂવાનું કહી ચાલી ગઈ. વચ્ચે વચ્ચે પણ કામ છોડીને તે જોવા આવતી. ઘરકામ પૂરું કરીને તે તેની પાસે બેઠી, માથું દબાવવા લાગી, તેલમાલિશ કરવા લાગી. પોતાની પ્રત્યે માતાનો પ્રેમ જોઈ વિક્રાંત રડી ઊઠયો, તે દુઃખ અનુભવી રહ્યો હતો.

વિક્રાંતની આંખમાં આંસુ જોઈ, મા સમજી કે, રખેને તેની તબિયત વધારે ખરાબ થઈ ગઈ હોય, એણે વિક્રાંતનું માથું ખોળમાં લીધું અને પ્રેમથી બોલી, ''મારા બેટા, બોલતો કેમ નથી. તને શું દુઃખ છે ?''

હવે તો વિક્રાંત માને બાઝીને ડુસકે ડુસકે રડી પડ્યો અને કહેવા લાગ્યો, ''મા હું તમારો ખરાબ છોકરો છું. મને ખૂબ મારો, ઘરમાંથી કાઢી મૂકો.''

''ના,ના, અમારો વિક્કી તો મોટો રાજા છે રાજા.'' માએ સ્નેહભર્યા શબ્દોમાં કહ્યું. એણે વિક્રાંતને છાતીએ લગાડી દીધો. પોતાના પાલવથી તેનાં આંસુ લૂછીને તેની હડપચી ઊંચી કરીને કહ્યું, ''રાજાબેટા, સાચેસાચું બતાવ. શું વાત છે ?''

હવે વિક્રાંત સત્યને છુપાવી ન શક્યો. તેણે ચોરી કરવાવાળાં છોકરાંની મંડળીમાં જવાથી માંડીને આજ સુધીની બધી વાત કહી સંભળાવી.

માએ તેના માથા પર હાથ મૂકી તેની આંખોમાં જોતાં કહ્યું, "વિક્રાંત તું સારું ખોટું કામ કરતાં તારી બાને હંમેશાં યાદ રાખજે. એટલું ન ભૂલીશ કે ખરાબ કામો કોઈકને કોઈક દિવસે જાહેર થાય છે. તારાં ખરાબ કામો તારી માને જીવતાં જ મારી નાંખશે અને તું સારાં કામ કરીશ તો તે પોતાનું મસ્તક ઊંચું રાખી હસતાં હસતાં જીવી શકશે તેમ જ બધી મુસીબતો સહન કરી લેશે."

વિક્રાંતે કહ્યું, "મા ભૂલની મને શિક્ષા કરો, હવે ભવિષ્યમાં ભૂલ નહીં કરું." માએ બન્ને ગાલ પર વિક્રાંતને હલકી ટપલી મારી અને બોલી, "કાલથી સારી કે ખોટી દરેક વાત માને સાચેસાચી બતાવી દેજે એ તારો દંડ છે."

વિક્રાંત માની બુદ્ધિને સમજી શક્યો નહીં. માએ કરેલા હલકા દંડથી મનમાં ખુશ થયો અને હસતાં હસતાં માને ભેટી પડયો.

# શિક્ષણની સાર્થકતા

આગરામાં તાજમહાલની પાછળ યમુના નદી વહે છે. એમાં અનેક જળચર છે. મગરમચ્છ, કાચબા, દેડકાં, માછલી વગેરે ત્યાં ઘર બનાવીને રહે છે.

જુદા જુદા કેટલાય માણસો ત્યાં કિનારે આવે છે. કેટલાક માત્ર ફરવા ખાતર આવે છે. કેટલીક સ્ત્રીઓ માછલીઓને માટે લોટની ગોળીઓ નાખવા આવે છે. ગોવાળીયા ગાયભેંસોને ચરવા છોડી મૂકી, કિનારે બેઠા બેઠા કલાકો સુધી ગપ્પાં હાંકે છે. માછીમારો પણ આવે છે. તે નદીમાં જાળ નાંખે છે. આનો વધારે ડર રહે છે બિચારી નાની નાની માછલીઓને ! ખાવા-પીવાની લાલચમાં ઘણું કરીને એ જાળમાં ફસાઈ જાય છે.

જાળમાંથી તેમને કાઢી, પાણી વિના તરફડતી મરી જતી માછલીઓને ટોપલીમાં ભેગી કરીને, બજારોમાં વેચી દેવામાં આવે છે.

માછીમારોની જાળમાં એક જ દિવસમાં ઢગલો માછલીઓ મૃત્યુના મુખમાં જતી રહેતી જોઈ માછલીઓની રાણી અદિતિ ઘણી દુઃખી હતી. મુશ્કેલીમાં માત્ર દુઃખી થવાથી જ કંઈ વળતું નથી. સમજી વિચારીને કામ કરવાથી જ કોઈક મુશ્કેલીને ઓછી કરી શકાય છે. અદિતિ આ વાત સારી રીતે સમજતી હતી. એણે આ વાતને ગંભીરતાથી વિચારી ઉપાય પણ શોધી કાઢયો.



બીજા જ દિવસથી અદિતિએ દરેક માછલીઓને આત્મરક્ષાનો ઉપાય સમજાવવા માટે પ્રશિક્ષણ શરૂ કરી દીધું. બધી માછલીઓને ખાવાપીવાના લોભમાં તેઓ ફસાય નહીં એટલા માટે મના કરી, કારણ કે એવું બનતું હતું કે ખાવા-પીવાની ચીજો નાખીને જ તેમને જાળમાં ફસાવવામાં આવતી હતી. મનુષ્યોની દુષ્ટતાનો અનુભવ તો તે જાળમાં ફસાતી ત્યારે

જ લાગતો પણ પછી બિચારી કરેય શું ? જાળમાંથી ભાગ્યે જ છૂટી શકાતું, મોટેભાગે તો જીવ જ જતો!

દરરોજના પ્રશિક્ષણથી એ ફળ મળ્યું કે, હવે તેઓ જાળમાં ફસાતી નહીં. પાણીની સપાટી પર અનેક ખાવાની ચીજોની ગંધ આવવા છતાંય તેઓ છાનીમાની ઊંડાણમાં તરતી રહેતી અને મન પર સંયમ રાખીને પોતાની ખાવાની જરૂરિયાતો પાણીમાં જ મળી આવતી ચીજોથી પૂરી કરી લેતી.

મન પર નિયંત્રણ ન રાખનારી લાલચુ માછલીઓ ઉપર જતી અને જાળમાં ફસાઈને મરી જતી. પણ આવી સંખ્યા ખૂબ ઓછી હતી એટલે માછીમારોની જાળ હવે ખાલી રહેવા લાગી. દરરોજના પ્રશિક્ષણને કારણે હવે માછલીઓ જાળમાં આવતી નહોતી, પરિણામે અહીં માછલીઓની સંખ્યા ઘટી ગઈ છે, એવું સમજીને માછીમારોએ ત્યાં જાળ નાખવાનું આખરે બંધ કર્યું.

આઠ-દશ દિવસ સુધી માછીમારો આવ્યા નહીં, તો માછલીઓ ખૂબ આનંદમાં આવી ગઈ. એમણે એક મોટો ભોજન-સમારંભ ગોઠવ્યો. બધી જ ખૂબ નાચી,કૂદી, ઉછળી. દુષ્ટ લોકોથી બચવાને કારણે આજે તેઓ ખૂબ જ પ્રસન્ન હતી.

ભવિષ્યમાં આવનારું સંકટ વિચારવું અને પહેલેથી જ તેને દૂર કરવાનો ઉપાય વિચારવો બુદ્ધિમાનીનું લક્ષણ છે. એનાથી આવવાવાળી મુશ્કેલી સરળતાથી નિવારી શકાય છે. અદિતિ પણ ઓછી બુદ્ધિશાળી નહોતી ! તે વિચારવા લાગી આ મનુષ્યો આજે નહીં તો કોઈક દિવસે પણ અહીં આવશે. એ ખૂબ જ લોભી અને છેતરનાર છે. સીધી માછલીઓ ત્યાં સુધી

પ્રશિક્ષણને ભૂલી જશે અને જાળમાં ફસાઈ જશે. એટલે એમને દરરોજ શિક્ષણ આપવું અનિવાર્ય છે જેથી યાદ રહે.

આમ બધી માછલીઓને દરરોજ શિક્ષણ અપાતું. હવે તો તેઓ ખૂબ જ સમજદાર બની ગઈ હતી. અદિતિની સામે એક જ મુશ્કેલી હતી નાનાં બચ્ચાંની ! તેઓ હવે મોટા થવા લાગ્યાં હતાં વળી અણસમજુ અને ચંચળ સ્વભાવનાં પણ હતાં. એ જાળમાં ફસાઈ જાય તેનો ખૂબ જ ડર હતો. એટલે એમને દરરોજ ભણાવવામાં અને શીખવાડવામાં આવતું હતું. દરેક બચ્ચાંએ આ વાત ખૂબ સારી રીતે યાદ કરી લીધી હતી—

સાવધાન પાણીની પરીઓ,
સોન માછલીઓ સાવધાન.
આજ આપણા ઘરમાં ડાકુ,
માછીઓએ જાળ બિછાવી.
ખોરાક નાંખીને, જાળ ફેંકી,
બેઠા કિનારે, નજરો નાખી.
નીચે તળિયામાં સંતાઈ જાઓ,
કયાંક જાળમાં ફસાઈ ન જાઓ.''

જ્યાંને ત્યાં બચ્ચાં આને ગાતાં ફરતાં હતાં. અદિતિ વિચારવા લાગી આ બધાં આને ફક્ત ગાય છે કે તેનો અર્થેય સમજે છે ? એ મુજબ શું આચરણ પણ કરી શકે છે ? જે વાત ફક્ત રટવામાં આવે પણ વહેવારમાં ન ઉતારાય તો તે બેકાર છે. વાણીની જ ફક્ત મહેનત છે. જીવનમાં કોઈ વાતનું એકલું રટણ કરવાથી જ સફળતા મળતી નથી. પૂરેપૂરી સફળતા તો ત્યારે જ મળે છે કે જ્યારે વિચાર અથવા શિક્ષણને વ્યવહારમાં લાવવામાં આવે. એટલે એણે પરીક્ષા લેવાનું વિચાર્યું. પણ કેવી રીતે ? એ વિચાર

કરવાનો હતો.

કેટલાક દિવસો પછી ભૂલમાં એક માછીમારે ત્યાં આવીને પાણીમાં જાળ નાંખી. અદિતિએ ચૂપચાપ બધી માછલીઓને કહ્યું કે તેઓ બચ્ચાંને કશું કહે નહીં. તેમને એમની બુદ્ધિથી કામ કરવા દો.

માછીમારે પાણીની સપાટી પર ખોરાક નાંખ્યો. તેની સુગંધ ફેલાતાં જ બચ્ચાં પ્રસન્ન બની ગયાં. એમની તો ટેવ જ હતી તે ગાઈ રહ્યાં હતાં-

"સાવધાન પાણીની પરીઓ,<br>
સોન માછલીઓ સાવધાન.<br>
આજ આપણા ઘરમાં ડાકુ,<br>
માછીઓએ જાળ બિછાવી.<br>
ખોરાક નાંખીને , જાળ ફેંકી,<br>
બેઠા કિનારે નજરો નાખી<br>
નીચે તળિયામાં બધી સંતાઈ જાઓ,<br>
ક્યાંક જાળમાં ફસાઈ ન જાઓ."

આમ ગીત ગાતાં ગાતાં બચ્ચાં ઉપર આવીને જેવાં ખાવા માટે આગળ ગયાં કે જાળમાં ફસાઈ ગયાં !

અત્યાર સુધી અદિતિ ચૂપચાપ જોતી હતી, પણ જેવાં બચ્ચાં જાળમાં ફસાયાં કે ઝડપથી તે પોતાની બહેનપણી તારા કાચબા પાસે દોડી ગઈ અને તેના કાનમાં છાનામાના વાત કરી અને પાણીમાં છુપાઈને માછીમારને જોવા લાગી.

જેવી માછીમારે જાળ પાણીમાંથી બહાર કાઢી, તારાએ છાનામાના જઈ તેના પગમાં જોરથી બચકું ભર્યું. હવે

માછીમારનો અંગૂઠો તારાના મોંની અંદર આવી ગયો હતો. તેણે દર્દને કારણે બુમ પાડી. એના હાથમાંથી જાળ છૂટી ગઈ અને નદીમાં પડી. બધાં બચ્ચાં જલદીથી તેમાંથી નીકળીને પોતાનાં ઘરોમાં ભરાઈ ગયાં.

અદિતિએ બધાને ભેગા કર્યાં અને કહ્યું, બાળકો તમે બધાં નાપાસ થયાં છો. જે શિક્ષણનું ફક્ત રટણ જ કરવામાં આવે તે બિલકુલ નકામું શિક્ષણ છે. શિક્ષણની સાર્થકતા- તેનો લાભ ત્યારે જ છે કે જ્યારે તેને આચરણમાં મુકવામાં આવે. એવા ભણતર કે શિક્ષણથી શું લાભ કે જેનાથી આપણા જીવનમાં, વ્યવહારમાં કોઈ ફેરફાર ન થાય ? એવા શિક્ષણની શી જરૂર કે જે આપણને જીવન જીવવામાં સમજ ન આપી શકે ?

"તમે સાચું કહો છો, મહારાણીજી" બધાં બચ્ચાં એકસાથે બોલ્યાં. પછી કહેવા લાગ્યાં, "અત્યાર સુધી અમે ફક્ત ગોખ્યું હતું. પણ હવે આપના શિક્ષણને વ્યવહારમાં ઉતારીશું. હવે ફરીથી પરીક્ષા લેશો તો અમે બધાં તેમાં જરૂર પાસ થઈશું."

"જરૂર...જરૂર" અદિતિ હસતાં હસતાં બોલી.

બધાં બચ્ચાં આગળની પરીક્ષાની તૈયારી કરવા ઉપડી ગયાં. સંયમ અને આત્મબળનો બીજો પાઠ શીખવા કે જેના વગર પહેલો પાઠ અધૂરો રહ્યો હતો.

# હાથીની ચતુરાઈ

હિમાલયની તળેટીમાં વાંસનું એક વિશાળ વન હતું. ત્યાં એક હાથીઓનું મોટું ટોળું રહેતું હતું. બધા જ હળીમળીને બાળ, બચ્ચાં સાથે રહેતા હતા. બચ્ચાંને હાથીઓ પ્રેમ અને



સહાનુભૂતિનું શિક્ષણ આપતા હતા.

નદીમાં સ્નાન કરવા માટે એકવાર બધાં બચ્ચાંએ જીદ પકડી. ટોળાના નેતાએ એક વૃદ્ધ હાથણીને તેમની સાથે મોકલી. બચ્ચાં ઈચ્છતાં હતાં કે તે એકલાં જ નાહવા માટે જાય, કારણ કે વૃદ્ધ દાદીમાની હાજરીમાં તેઓ મનમાની રીતે રહી નહીં શકે, મશ્કરી નહીં કરી શકે વગેરે. બચ્ચાંના આગેવાન ગણેશે તો કહ્યું પણ ખરું, ''હવે તો અમે મોટાં થઈ ગયાં છીએ, સમજદાર પણ છીએ, બધાં હળીમળીને જઈશું, દાદીમા... તમે આવીને શું કરશો.''

ગણેશ અને બીજાં બચ્ચાંની વાત દાદીમા સમજી ગયાં. તે હસતાં હસતાં બોલ્યાં, ''હું બધુંય સમજું છું કે તું કેમ મનાઈ કરે છે ? તમારી જેમ ઈચ્છા હોય તેમ નાહજો, રમજો હું તમને શું કહેવાની છું ?''

હાથીનાં બચ્ચાંએ જાણ્યું કે દાદીમા માનવાનાં નથી તેથી ચૂપ થઈ ગયાં. આખોય કાફલો ઝૂમતો, ગાતો, સૂંઢ વડે રસ્તામાં આવતાં ફળો ખાતો નદીના કિનારે પહોંચ્યો. બધાંય બચ્ચાં

નદીમાં કૂદી પડયાં, કોઈ નદીમાં પગ ફેલાવીને બેઠાં તો કોઈકે પોતાની સૂંઢ વડે પાણીનો વરસાદ વરસાવ્યો તો કોઈક પોતાની સૂંઢથી બીજાને ગલીપચી કરવા લાગ્યાં. કિનારે બેઠેલી વૃદ્ધ દાદીમા આ બધું જોઈને પ્રસન્ન થતી હતી.

ત્યાં તો ગણેશ દાદીમાની પાસે આવીને બોલ્યો, ''અરે ઘરડી મા, તમે શું અહીં જ બેસી રહેશો. આવો અમારી સાથે થોડીવાર નાહવ'' એમ કહીને તે સૂંઢ વડે દાદીમાને ખેંચતો નદીમાં લઈ ગયો.

ત્યાં એક મગર કયારનોય પાણીમાં રાહ જોઈને બેઠો હતો.જેવાં દાદીમા બીજી બાજુ વળ્યાં કે તેણે એક હાથીના બચ્ચાનો પગ મજબૂત રીતે પકડી લીધો. પણ દાદીમાની ઘરડી અને અનુભવી આંખોથી આ અજાણ નહોતું. તેમાણે ધીમેથી ગણેશને કહ્યું, ''ગણેશ જલદી કરો, મગર ધનેશને ખેંચી જાય છે.''

એટલામાં તો બધાંય હાથીનાં બચ્ચાંની નજર ત્યાં પડી. તેઓ શોર મચાવવાની તૈયારીમાં જ હતાં, પણ દાદીમાએ ઈશારો કરીને તેમને ચૂપ કરી દીધાં. જ્યાં મગરની ચુંગલમાં ધનેશ ફસાયો હતો ત્યાં બધાં પહોંચી ગયાં.

ત્યાં ધનેશ મગરને કહી રહ્યો હતો, ''વાહ મગરભાઈ વાહ, આજે તો તમને ખૂબ મોટો લાકડાનો થાંભલો મળી ગયો છે.'' મગર કશુંય બોલ્યો નહીં એટલે ધનેશે ફરી કહ્યું, ''ભાઈસાહેબ, શું એ થાંભલા વડે ઘર બનાવશો ?''

મગર ચૂપચાપ આગળ વધતો હતો. ધનેશે ધીમે રહીને ગણેશ અને ઘરડી માને કાનમાં કંઈક કહ્યું. એમણે પણ બીજાં

બચ્ચાંને ઈશારો કર્યો. એટલે એ બધાં જ થોડે થોડે અંતરે નદીના બીજા કિનારા સુધી ફેલાઈ ગયાં.

મગર થોડો જ આગળ વધ્યો હશે કે એક હાથીનું બચ્ચું બોલ્યું, ''વાહ ભાઈ, કેટલો મોટો લાકડાનો થાંભલો છે, શું તમે એની હોડી બનાવશો કે ?''

મગરે ખૂબ ધ્યાનથી પોતાના મોંની અંદર પકડેલી વસ્તુને જોઈ. ''ના..ના.. ખરેખર આ તો હાથીનો જ પગ છે'' એણે મનોમન કહ્યું અને આગળ વધવા લાગ્યો.

એ થોડો જ આગળ વધ્યો હશે કે પાણીમાં નાહતા એક હાથીના બચ્ચાંએ પૂછયું, ''નમસ્કાર દાદાજી ! સવાર સવારમાં આ લાકડાનું મોટું ઠૂંઠું દબાવીને ક્યાં જઈ રહ્યા છો? શું દાદીમાએ ખીર બનાવવા માટે લાકડાં મંગાવ્યાં છે ?''

હાથીની આવી વાત સાંભળતાં, સાથેના બધાં જ બચ્ચાં ખૂબ જોરથી હસી પડયાં. મગર શરમિંદો થઈ ગયો. તે મનમાં વિચારવા લાગ્યો કે હું નકામો આ થાંભલાનો ભાર તો ખેંચી રહ્યો નથી ને ! એણે મોં ખોલી હાથીનો પગ છોડી દીધો અને ઝડપથી નાસી ગયો.

મગર અદશ્ય થતાં જ બધા હાથી આનંદની કિકિયારી કરી ઊઠયા અને દાદીમાને ઘેરીને બોલ્યાં, ''વાહ દાદીમા, તમે સરસ ઉપાય શોધ્યો.''

દાદીમાએ કહ્યું, ''આ કરામત ધનેશની છે, એને વધાઈ આપો.''

પછી તો શું કહેવું. બધાએ ધનેશને જ ઘેરી લીધો અને પોતાની સૂંઢો વડે ઊંચકી લીધો. તેનો જય બોલવા માંડયા.

ગણેશે પણ ખૂબ જ ફૂલો તોડીને, એકબીજામાં ફસાવીને, માળા બનાવી ધનેશને પહેરાવી દીધી. ધનેશને આગળ કરીને, હાથીનું ટોળું આનંદિત થતું ઘેર પાછું વળ્યું.

રસ્તામાં ગણેશે ધનેશને પૂછ્યું, ''ધનુ, તું તો ખૂબ ચાલાક બની ગયો છે.''

દાદીમા કહેવા લાગ્યાં, ''ગણેશ, આ ચાલાકી નહીં પણ બુદ્ધિમાની કહેવાય. જ્યાં પોતાનો સ્વાર્થ સાધવા બીજાને નુકસાન પહોંચાડવામાં આવે છે એને ચાલાકી કહેવાય એથી ઊલટું પોતાની મુશ્કેલી દૂર કરવા માટે એવો ઉપાય શોધવો- જેમાં બીજાને નુકસાન ન પહોંચે- તે બુદ્ધિમાની કહેવાય.''

એક હાથીનું બચ્ચું બોલ્યું, ''સારું દાદીમા, જો એમ છે તો તેણે પહેલાં અમારી વાત ઉપર કેમ વિશ્વાસ કર્યો નહીં, પછીથી કેમ કર્યો ?''

દાદીમા સમજાવવા લાગ્યાં, ''બાળકો, જ્યારે એક જ વાતને વારંવાર કહેવામાં આવે છે તો તે સાચી જણાય છે. બુદ્ધિશાળી એ છે કે જે બીજાની કહેલી વાત પર ત્યાં સુધી વિશ્વાસ નથી કરતો કે જ્યાં સુધી જાતે તેની પરીક્ષા કરી લેતો નથી. સામાન્ય બુદ્ધિવાળા તો બીજાના કહેવામાં આવી જતા હોય છે અને વગર વિચાર્યે કામ કરવા માંડે છે.''

દાદીમા આગળ કહેવા લાગ્યાં, ''આપણે તો આ ઉપાય આત્મરક્ષા માટે સ્વીકાર્યો હતો પરંતુ ઠગ આવી રીતે ઠગે છે. અજાણ્યાના કહેવા પર વિશ્વાસ ન કરવામાં જ બુદ્ધિમાની છે. પોતાની જ વિવેકબુદ્ધિને ઉપયોગમાં લેવી જોઈએ.''

બધાં હાથીના બચ્ચાં એકસાથે બોલ્યાં, ''આજે આપે ખૂબ

સુંદર વાત સમજાવી, દાદીમા.''

દાદીમાએ ઘેર જઈને બધા બચ્ચાંના ખૂબ વખાણ કર્યાં. એમણે કહ્યું કે ખરેખર હકીકતમાં બાળકો મોટાં અને સમજદાર થઈ ગયાં છે. હવે ધનેશ અને ગણેશની નેતાગીરીમાં તેમને એકલાં બહાર જવાની મંજૂરી મળી ગઈ. ટોળીના આગેવાને બધાને વધાઈ આપી. ઘરડા હાથી અને હાથણીઓએ તેમને શુભકામનાઓ અર્પી કે, ભવિષ્યમાં મુશ્કેલી આવી પડતાં એકલા પણ ઝઝુમી શકવાની બાબતે તેઓ શકિતશાળી બને.

# વિમલનો સંકલ્પ

વિમલની મા આજે ખૂબ પરેશાન હતી. વાત કંઈક આવી હતી. વિમલ એનો એક માત્ર પુત્ર હતો. તે ઈચ્છતી હતી કે વિમલ ખૂબ ભણે અને મોટો બને. કારણ કે તે જ્યારે નાનો હતો ત્યારે જ પિતાજી મરણ પામ્યા હતા. વિમલની મા કેટલાયને ઘેર ઘરકામ કરીને, ખૂબ મહેનત કરીને જે પૈસા કમાતી તેમાંથી જેમતેમ પોષણ થતું છતાંય તે વિમલને કોઈ જ અછતની ખબર પડવા દેતી નહોતી. સારું સારું ખવડાવતી, પહેરાવતી અને ભણાવતી. પોતાના ખર્ચમાં કરકસર કરીને પણ વિમલની નિશાળની જરૂરિયાતો તે પૂરી કરતી.

નિશાળ છૂટયા પછી વિમલ ઘેર ન આવ્યો તો તે ગભરાઈ ગઈ. કોણ જાણે કયાં ગયો હશે. કંઈક અકસ્માત તો નહીં થયો હોય ને ! એવું વિચારતી તે દરવાજા પર જઈને ઊભી રહી, ત્યાં તેની નજર પડોશમાં રહેતા કિશન પર પડી. તે સામેના મેદાનમાં રમતો હતો. એ પણ સ્કૂલમાં વિમલના જ ધોરણમાં ભણતો હતો.

વિમલની બાબતમાં તેણે કિશનને પૂછયું તો જવાબમાં તે હસી પડયો અને કહેવા લાગ્યો કે ''વિમલની દોસ્તી ખરાબ છોકરાઓ સાથે છે, તે ચોરી કરે છે, સ્કૂલ છૂટયા પછી તે અને તેના મિત્રો બજારમાં જઈને ખૂબ ખાય છે, પીવે છે, પૈસા બગાડે છે અને સિનેમા પણ જુએ છે. તમે વિમલને કહેશો નહીં કે મેં આ વાત તમને કરી છે'' એમ કહીને તે રમવા ચાલ્યો ગયો.

આ સાંભળી તેનું હૃદય ભરાઈ આવ્યું, ઓરડામાં જઈને તે જમીન પર સૂઈ ગઈ. કોણ જાણે કેટલોય સમય તે આમ દુઃખી થતી રહી. વિમલ જ્યારે આવ્યો ત્યારે તે ઊઠી. વિમલે પૂછયું, મા, તું અંધારામાં જમીન પર કેમ સૂતી છું ?

માએ એની વાતનો કોઈ જ જવાબ ન આપ્યો પણ પૂછયું, ''આટલી વાર સુધી તું કયાં હતો ?''

વિમલે કહ્યું, ''હું લલિતને ઘેર ગયો હતો.''

માએ શંકાની નજરથી જોયું ને કહ્યું, ''ચાલ જમી લે.''



''ના મા, આજે તું એકલી જમી લે, હું ત્યાં જમીને આવ્યો છું'' કહીને વિમલ બહાર ચાલ્યો ગયો.

માએ વિમલનું દફતર જોયું. એક એક કરીને ચોપડીઓ ફેંદી તો ચોપડીની વચ્ચેથી પાંચ રૂપિયાની નોટ નીકળી. હવે વિમલ પર શંકા દઢ બની ગઈ. તેના મનને ખૂબ ધક્કો લાગ્યો- દુઃખ થયું.

રાત્રે સૂતી વખતે માએ વિમલને પૂછયું, ''બેટા, શું તું ચોરી કરવા લાગ્યો છે ?'' એ સાંભળીને વિમલ ચોંકી ઊઠયો ને કહેવા લાગ્યો, ''મા તને કોણે ભડકાવી છે ?''

''કોઈએ ભડકાવી નથી પણ તારા દફતરમાંથી આજે પાંચ રૂપિયાની નોટ નીકળી હતી'' મા બોલી.

''એ તો લલિતે મને ચોપડી ખરીદવા માટે આપી હતી'' વિમલે કહ્યું. ''મા સામે જૂઠું ન બોલીશ. વિલુ... નહીં તો તારી મા જીવતાં જીવ મરી જશે'' માએ રુંધાયેલા કંઠે કહ્યું.

''અરે...મા, તું નકામો વહેમ રાખે છે'' કહીને પાસું બદલીને તે જલદી સૂઈ ગયો.

જો કે વિમલે વાતને ટાળી દીધી હતી પણ માનો વહેમ નીકળ્યો નહીં. એણે મનથી જ નિશ્ચય કર્યો- સાચી વાતની શોધ કરીને જ રહીશ.

બીજા જ દિવસથી તપાસ શરૂ કરી દીધી. વિમલ સાથે ભણતા કેટલાય છોકરાઓ પડોશમાં રહેતા હતા, એમને ખૂબ જ ફેરવી ફેરવીને વાત કરી. દરેકે જણાવ્યું કે વિમલ ચોરી કરે છે અને નિશાળમાંય એક-બે વાર નાની- મોટી સજા પણ થઈ ગઈ છે.

આ બધું સાંભળી વિમલની માને આઘાત લાગ્યો. તેણે કેટલીયે વાર વિમલને સમજાવ્યો પણ તે વાતને ટાળી દેતો હતો, અને અહીં તહીં ચાલ્યો જતો હતો. માની પાસે તેની ચોરી સાબિત કરવાનું કોઈ પ્રમાણ નહોતું. પણ એનું સ્કૂલમાંથી મોડા આવવું, જ્યારે ત્યારે ખાવું નહીં, દફતરમાંથી પૈસા અને અન્ય વસ્તુઓ નીકળવી- આ બધાથી તેની શંકા વિશ્વાસમાં બદલાઈ હતી.

જાતે દુઃખ વેઠી માતાપિતા બાળકને સગવડ આપે છે. પોતાનું સુખચેન છોડી સારામાં સારો પ્રબંધ બાળકો માટે કરે છે. જ્યારે બાળકો ખોટું કરે છે કે ખરાબ માર્ગે જાય છે ત્યારે એમને ખૂબ દુઃખ પહોંચે છે.

વિમલની માની સામે વિમલના ભવિષ્યનું દૃશ્ય ખડું થયું. વિમલને હાથકડી પહેરાવી, માર મારતાં મારતાં પોલીસ લઈ જાય છે અને ફળિયાવાળા થૂ-થૂ-કરીને એની પર થૂંકે છે. તે ચીસ પાડી ઊઠી, ''છી-છી...મારો દીકરો આવો બનશે ? શું એટલે મેં એને જન્મ આપ્યો છે ? એ જોવા માટે હું જીવું છું?''

આવું વિચારતાં જ વિમલની માને ચક્કર આવી ગયાં અને તે બેહોશ બનીને ઢળી પડી.

એ દિવસે સિનેમા જોવા ગયેલ વિમલ સાંજે ઘેર પાછો આવ્યો તો તેની મા જમીન પર સૂતેલી હતી, ખૂબ બૂમો પાડી છતાંય તે ન જાગી એટલે ગાઢ ઊંઘ આવી હશે માનીને વિમલે પોતાની માને હાથ વડે ઢંઢોળી. છતાંય તે ઊભી થઈ નહીં એટલે કંઈક ગરબડ હોવાનું એણે વિચાર્યું. બૂમો પાડીને આખરે તે રડુરડુ થઈ ગયો, અને છેવટે થાકીને તે પડોશીને ત્યાં ગયો.

વાત જાણી આડોશી-પાડોશી ભેગા થઈ ગયા એમણે કહ્યું, "બેટા તારી મા બેભાન થઈ ગઈ છે. હમણાં સારું થઈ જશે," એક જાણે રડતા વિમલને શાંત કર્યો.

ડૉક્ટરે આવીને દરેક રીતે તપાસ કરીને પૂછ્યું "શું આવું પહેલા કદી થયું હતું ?"

માથું હલાવીને વિમલ બોલ્યો, "ના."

ડૉક્ટર કહેવા લાગ્યા, "જણાય છે કે કોઈ વાતથી ખૂબ આઘાત લાગ્યો છે. લોહીનું દબાણ વધી ગયું છે. એવી કોઈ પણ વાત ન કરવામાં આવે કે જેથી દુઃખ થાય નહીં તો ભય વધી શકે છે." પડોશનાં ચંદામાસી ધીરેથી બોલ્યાં, "એવી તો કોઈ વાત નથી." પણ સાચું શું છે તે માત્ર વિમલ જ જાણતો હતો. શરમ અને દુઃખથી તેનું માથું નમી ગયું.

ડૉકટરની ખૂબ મહેનત પછી વિમલની માને ભાન આવ્યું. ડૉકટરના ગયા પછી ધીરે ધીરે પાડોશીઓ પણ ચાલ્યા ગયા. હવે બીમાર માની પાસે વિમલ એકલો જ રહ્યો, તે તનમનથી માની સેવામાં પડ્યો હતો.

દરરોજની જેમ આજેય વિમલ માની પાસે જ સૂતો હતો છતાંય તેની આંખમાં ઊંઘ નહોતી. 'માને કંઈક થઈ જશે તો' એવું વિચારતાં તે કંપી જતો હતો. ક્યારેક ભગવાનને પ્રાર્થના કરતો "હે ભગવાન મારી માને સારું કરી દે...હું મંદિરમાં જઈ પ્રસાદ ચઢાવીશ" તો ક્યારેક પોતાના મનથી સંકલ્પ કરતો "હવે હું કોઈ દિવસ ચોરી નહીં કરું." ત્યાં જ એણે માને ઊંઘમાં બબડતી-સાંભળી "છી-છી...મારો દીકરો આવો છે-એને હાથકડી પહેરાવો છો ? હે ભગવાન મને લઈ લે." કદાચ

તે કોઈ સ્વપ્ન જોઈ રહી હતી. હવે વિમલ પોતાની જાતને ન રોકી શક્યો. રડતાં રડતાં તે માને વળગી ગયો. મા જાગી ગઈ અને ગભરાઈ ઊઠી. ''શું છે બેટા?'' તેણે પૂછ્યું.

''મા હવે હું ક્યારેય ચોરી નહીં કરું, હું સારો બનીશ, તને કદીય દુઃખ નહીં પહોચાડું'' વિમલ ડુસકાં ભરતો બોલ્યો.

માએ એને છાતીએ લગાડ્યો. તેનું માથું સૂંઘ્યું ને કહ્યું, ''તો તો તારી મા જીવી જશે, તને સારો બનાવવા મેં કેટકેટલાં સ્વપ્નાં જોયાં છે. કોઈ પણ ખરાબ કામ કરતાં પહેલાં તું વિચારી લેજે કે, તેનું ખરાબ પરિણામ જોવા તારી મા જીવતી નહીં રહે...!''

''મા, હું ક્યારેય ખરાબ કામ નહીં કરું, કદાચ ભૂલ કરું તો તું બતાવી દેજે'' વિમલ કહેવા લાગ્યો.

''સારું હવે સૂઈ જા રાત્રિ ઘણી વીતી ગઈ છે'' વિમલને થાબડીને સુવડાવતાં મા બોલી.

એ રાત્રે વિમલે માના મુખ ઉપર સંતોષ અને સુખની રેખાઓ જોઈ. ''હું આને જાળવી રાખવા માટે જીવનભર પ્રયત્ન કરીશ'' તેણે મનથી સંકલ્પ કર્યો અને પછી માની છાતીમાં મોં સંતાડીને સૂઈ ગયો.

વિમલની સેવાથી-સારવારથી મા જલદી સારી થઈ ગઈ. તે જ્યારે નિશાળે જવા લાગ્યો તો તેણે જૂના મિત્રોનો સાથ છોડી દીધો. ઘણી લાલચો બતાવી તો પણ તે પોતાના સંકલ્પ પર દૃઢ રહ્યો. એટલું જ નહીં અભ્યાસમાં ખૂબ મહેનત કરવા લાગ્યો. હવે તો તે પહેલા નંબર આવવા લાગ્યો. દરેક કાર્યક્રમોમાં તે ભાગ લેતો. જ્યારે પણ તેને ઈનામ મળતું તો મા આનંદમાં આવી જતી. સારી વસ્તુનો બધે આદર થાય છે.

પાડોશીઓ પણ પ્યાર કરવા લાગ્યા ને પોતાનાં બાળકોને વિમલ જેવાં બનવા કહેવા માંડ્યાં.

# ન્યાયની આડમાં



એકવાર સંજુ સસલુ પોતાનાં બચ્ચાંને જંગલમાં ફરવા લઈ ગયું. સુંદર મોસમ હતી. ત્યાં ફરીને બચ્ચાં ખૂબ પ્રસન્ન થઈ ગયાં. જ્યારે ફરીને થાક્યાં તો તેમને જોરદાર ભૂખ લાગી. નાનો રોહુ તો કહેવા લાગ્યો, ''પિતાજી, હવે તો ખાવા માટે કંઈક જલદી લઈ આવો.''

સંજુએ કહ્યું, ''બાળકો, તમે અહીં ચૂપચાપ બેસજો, ચારેય સાથે જ રહેજો. અહીંતહીં દોડશો નહીં. હું જલદીથી ખાવાનું લઈને આવું છું.''

આમ કહી સંજુએ ચારે બચ્ચાંને એક શાલ ઓઢાડી જે ક્યાંકથી પડેલી તેને જડી હતી અને હવે ઠંડીમાં ઘણી કામ લાગતી હતી.

સંજુના ગયા પછી થોડીવાર તો બાળકો શાંત બેસી રહ્યાં, પણ તેમને ચંચળતાના ગુણને કારણે ચેન પડ્યું નહીં. સૌથી પહેલાં બડકુ બહાર નીકળ્યો અને બોલ્યો, ''તમે બધા અહીં રહેજો, હું જરા ઝાડીમાંથી બહાર સુધી ફરી આવું છું.''

છોટુ કહેવા લાગ્યો, ''હુંય સાથે આવીશ એમ કહીને તે પણ કૂદીને બહાર નીકળ્યો.

ત્યારે મોટુ અને રોહુ બોલ્યા, ''વાહ ભાઈ વાહ, અમેય કેમ ન જઈએ.'' અને એ બન્નેય શાલ ફેંકીને ઝાડીની બહાર નીકળી ગયા.

હજુ તો થોડેક દૂર જ ગયા હતા કે અચાનક બડકુએ પાછળ ફરીને જોયું. એક મરઘી પોતાની ચાંચમાં શાલ દબાવીને લઈ જવાની કોશિષ કરતી હતી. એણે ત્યાંથી જ બૂમ પાડી, ''ઊભી રે... ઊભી રે... એ તો અમારી છે.''

ત્યાં સુધીમાં તો મરઘીએ શાલને મજબૂતીપૂર્વક પોતાના શરીરે ઓઢી લીધી અને બોલી, ''અરે વાહ, તમારી ક્યાંથી, આ તો મને પડેલી જડી છે.''

ચારેય બચ્ચાં એકસાથે બોલી ઊઠ્યાં ''નહીં કાકી, એ અમારી છે. અમે ચારેય એને ઓઢીને બેઠાં હતાં. હમણાં જ એમાંથી નીકળીને અહીં આવ્યાં છીએ.''

''એ મારી પાસે છે, મારી છે.'' કર્કશ અવાજે મરઘી બોલી અને ચાલી નીકળી.

ચારે બચ્ચાંએ એનો રસ્તો રોક્યો. છોટુએ કહ્યું, ''અમે તને શાલ લઈ જવા દઈશું નહીં કારણ કે પિતાજી આવશે તો તે જાણીને નારાજ થશે.''

મરઘી બચ્ચાંને ધક્કો મારીને આગળ વધવા જ જતી હતી ત્યાં ખૂબ ગાજર-મૂળા લઈને સસલો આવી ગયો. બચ્ચાં એને જોતાં જ બોલી ઊઠ્યાં, ''પિતાજી, આ અમારી શાલ છીનવીને લઈ જાય છે.''

સસલાએ કહ્યું, ''બહેન...એ તો અમારી છે.''

''ના..એ મારી છે'' મરઘી બોલી. કોઈપણ ભોગે તે તેને છોડવા તૈયાર નહોતી. મનમાં પણ વિચારતી હતી કે આ વખતે ઠંડીમાં ખૂબ કામ લાગશે. તે અને તેનાં બચ્ચાં ખૂબ આરામથી ઓઢીને બેસી શકશે.

સસલો વારંવાર એમ કહેતો રહ્યો કે શાલ એની છે માટે એને આપી દે. મરઘી એમ કહેતી રહી કે એ મારી છે એને નહીં આપું. બન્નેય પોતપોતાની વાતો રજૂ કરતાં રહ્યાં અને એકબીજા સાથે ઝઘડવા માંડ્યાં. જ્યારે સંજુએ જોયું કે કોઈપણ હાલતમાં મરઘી શાલ નહીં જ આપે તો તે બોલ્યો, ''ચાલો વનરાજની પાસે. આનો ન્યાય એ કરશે.''

''ચાલો જઈએ'' મરઘી ગુસ્સે થતાં બોલી.

મરઘી અને સસલાની વાત ઝાડીમાં છુપાયેલી એક શિયાળ સાંભળતું હતું. આ બન્નેને જોતાં એના મોંમાં પાણી ભરાઈ આવ્યું. તે મનમાં વિચારવા લાગ્યું કે આમને કેવી રીતે મેળવાય? એકદમ જ એક ઉપાય જડ્યો અને તે આનંદમાં ઉછળી પડ્યું.

સસલું અને મરઘી થોડે દૂર ગયા પછી એકદમ ગભરાઈને ઊભાં રહી ગયાં. સામે વડના ઝાડ નીચે, ઊંચા ચબુતરા પર એક શિયાળ, પલાંઠી વાળીને આંખો બંધ કરીને સ્થિર

બેઠું હતું.

એને બન્નેય થોડીવાર જોતાં રહ્યાં, પછી સંજુ બોલ્યો, "લાગે છે કે એ પૂજા કરી રહી છે."

સંજુની વાત સાંભળી શિયાળે આંખો ખોલી અને બોલી, "બાળકો, આજે મારે ઉપવાસ છે હું ધ્યાનમાં બેઠી છું, ઘોંઘાટ કરશો નહીં.

આશ્ચર્ય પામેલો સંજુ મોંમાં આંગળી નાખતાં બોલ્યો, "માસી, તું ક્યારથી ઉપવાસ કરતી થઈ અને ક્યારથી ધ્યાન પણ કરવા લાગી ?"

જ્યારથી તીર્થયાત્રા કરીને આવી છું ત્યારથી મન બદલાઈ ગયું છે. મને ખૂબ શિક્ષા થઈ છે. હવે હું મારા માટે જાનવરોને મારતીય નથી. છી..છી...એ કેટલાં ખરાબ છે કે જે બીજાનો પ્રાણ કાઢીને પોતાનું પેટ ભરે છે કે સ્વાદ લે છે." એક જ શ્વાસમાં શિયાળ બોલી ગઈ.

"અરે ! માસી તમે તો સંત થઈ ગયાં: ખરેખર બધાં તમારા જેવાં થાય અને બીજાને પણ પોતાના જેવાં સમજી લે." સસલો અને મરઘી બોલ્યાં.

મરઘી સસલાને કહેવા લાગી, "શિયાળ પાસે જ ન્યાય કરાવી લઈએ, ક્યાંક કોઈક વાતથી વનરાજ, નારાજ ન થઈ જાય." સંજુને વિશ્વાસ હતો કે શિયાળ સંત છે, સાચો જ ન્યાય કરશે એટલા માટે તેણે હા પાડી દીધી.

મરઘી અને સસલાએ પોતપોતાનો પક્ષ રજૂ કર્યો. શિયાળ બોલ્યું, "બચ્ચાંઓ, આમ તો હું કોઈની વચ્ચે પડતી નથી, પણ જ્યારે તમે બહુ કહો છો એટલે તમારી વાત સાંભળી લઉં

છું. અહીં પાસે આવીને બેસો. ધીરે ધીરે એક-એક કરીને તમારી વાત જણાવો, જેથી હું સાચો ન્યાય કરી શકું.''

બન્નેએ પોતપોતાની રજૂઆત કરી. આખી વાત સાંભળી તે ગુસ્સે થઈ ગયું અને બોલ્યું ''હું ખોટી વાત સહન કરી શકતી નથી'' એમ કહીને ઝપટ લગાવીને મરઘીને દબાવી દીધી અને બોલી, ''તું બીજાની ચીજ છીનવી લેવાની કોશિશ કરે છે !''

મરઘી રડતાં રડતાં બોલી, ''મને છોડી દો, હવે ક્યારેય હું આવું કામ નહીં કરું.''

ત્યાં જ શિયાળે ઝપટ મારીને બીજા હાથથી સસલાને દબાવી દીધું.

''અરે ! હું તો નિર્દોષ છું. મને ક્યાં મારો છો ?'' સસલાએ બૂમ પાડી. શિયાળ હસતાં હસતાં બોલ્યું, ''મેં ન્યાય કર્યો છે તું એનું મહેનતાણું છે.''

મરઘી અને સસલાને શિયાળની યુક્તિ સમજાઈ ગઈ. બન્ને શિયાળને ખરું-ખોટું સંભળાવવા લાગ્યાં. સાથે-સાથે જોરજોરથી રડી રહ્યાં હતાં અને મદદ માટે બૂમો પાડતાં હતાં.

આ ઘોંઘાટથી નજીકની ઝાડીમાં સૂતેલા સિંહની આંખ ખૂલી ગઈ. એણે ગુસ્સાથી જોયું તો શિયાળ જોવામાં આવ્યું. સિંહે જોરથી ગર્જના કરી. શિયાળ ડરની માર્યું ધ્રૂજી ગયું. એના હાથમાંથી મરઘી અને સસલું છૂટી ગયાં, અને તે જીવ બચાવવા ભાગી છૂટ્યું. થર થર ધ્રૂજતાં મરઘી અને સસલું હવે સિંહની સામે ઊભાં હતાં.

''બીશો નહીં, હું તમને નહીં ખાઉં, મારું પેટ ભરાયેલું છે.

તમે મને એ જણાવો કે કેમ ઘોંઘાટ કરતાં હતાં ?'' લાલ આંખ કરીને સિંહે પૂછ્યું.

ધ્રૂજતાં ધ્રૂજતાં સસલાએ સઘળી વાત બતાવી દીધી. ધ્રૂજતી મરઘીએ પણ શાલ સસલાને પાછી સોંપતાં કહ્યું, ''અન્નદાતા આ એની છે, મારે નહીં જોઈએ, એને પાછી આપું છું.''

ગુસ્સે ભરાયેલા સિંહે કહ્યું, ''પહેલેથી જ આપી દેવીતી ને, શા માટે ધાંધલ મચાવી તેં. બીજાની વસ્તુઓ છીનવીને સુખી થવા માંગે છે, યાદ રાખ...બીજાની વસ્તુઓ હડપ કરનાર અંતે હંમેશાં દુઃખી થાય છે.''

મરઘી સિંહના પગે પડીને બોલી, ''માફ કરજો મહારાજ, હવે હું કદાપિ એવું કામ નહીં કરું.''

પછી સસલા તરફ ફરીને સિંહે કહ્યું, ''કેમ રે...શા માટે તું એ લુચ્ચા શિયાળની પાસે ન્યાય કરાવવા ગયો. સીધો મારી પાસે કેમ ન આવ્યો. શું તને મારા ન્યાયમાં વિશ્વાસ ન હતો?''

ધ્રૂજતા સંજુએ કહ્યું, ''વનરાજ અમે તો તમારી પાસે આવતા હતા. વચમાં શિયાળ મળ્યું. અમને શું ખબર કે તે આવું ઢોંગી હશે ?''

સિંહે કહ્યું, ''હા એ તો છે જ, સજ્જન અને દુર્જનને ઓળખવું સહેલું નથી. બન્નેનો વ્યવહાર સરખો હોય છે પણ દુષ્ટોનું મન સ્વાર્થ, જુઠાણું અને છળકપટથી ભરેલું હોય છે. શરૂઆતમાં તો તે બનાવટી વ્યવહારથી બીજાને આકર્ષિત કરી લે છે. પણ પછી તેમનું કપટ ખૂલે છે, ત્યારે બધાથી ઘૃણા અને તિરસ્કાર મેળવે છે.''

"હા મહારાજ, સાચી વાત છે." સસલા અને મરઘીએ કહ્યું.

સિંહે કહ્યું, "એટલા માટે અજાણ્યાની વાતોમાં ન આવવું. સમજ્યા કે જાણ્યા સિવાય કોઈ સાથે ઘનિષ્ઠતા ન વધારવી જોઈએ."

"આપની શિખામણ હંમેશાં યાદ રાખીશું" સસલો બોલ્યો.

પછી સિંહને પ્રમાણ કરી બન્ને પોતપોતાને ઘેર આવ્યાં. રસ્તામાં સંજુ મરઘીને કહેતો હતો, "દુષ્ટ તો દોષિત છે જ જે બીજાને મીઠી વાતોમાં ફસાવીને પોતાનો સ્વાર્થ સાધે છે. પણ એના ચક્કરમાં ફસાનારા ઓછાં દોષિત નથી, કે જે પહેલાં આંખકાન બંધ કરીને તેના પર વિશ્વાસ કરે છે અને પછી છેવટે અંતમાં પસ્તાય છે."

# શેઠાણીના દાગીના

રામા શેઠાણીને ઘરેણાં પહેરવાનો ખૂબ શોખ હતો. ગળામાં સોનાનો દોરો અને હાથમાં બંગડીઓ અને કાનોમાં મોટાં મોટાં ઝૂમખાં હંમેશાં પહેરી રાખતાં. એમના પતિ હંમેશાં ટોકતા અને કહેતા, "જુઓ આજકાલ સમય સારો નથી, ભલે ઘરમાં સોનાની આટલી વસ્તુઓ પહેરો, પણ ઘરની બહાર નીકળતી વખતે તેને ઉતારીને જાવ. એને પહેરીને જવું સંકટને આમંત્રણ આપવા બરાબર છે. ખબર નહીં ક્યારે કઈ મુશ્કેલી આવશે. ધોળે દિવસે લૂંટફાટ થતી રહે છે.

સાંભળ્યું ન સાંભળ્યું કરતાં હસીને રામા શેઠાણી કહેતાં, "...વાહ...વાહ, ક્યાંય ધાડ પડતી નથી. આટલા ભરચક ફળિયામાં તો આપણે રહીએ છીએ. મને આટલી મોટીને ભલા કોણ લૂંટી લેવાનું છે ? તમે તો ખાલી ડરાવો છો."

શેઠજી હસી નાખતા અને કહેતા, "મને તમારી બુદ્ધિમાની પર તો વિશ્વાસ છે, પણ ઠગોની નિયત પર વિશ્વાસ નથી. સારા માણસોનેય તે ક્યારે મૂરખ બનાવી દે તેની ખબર નહીં."

આ વાતને વર્ષો પસાર થઈ ગયાં, વાત કહેવાઈ અને વિસરાઈ પણ ગઈ. દરરોજ નિયમ પ્રમાણે શેઠાણી મંદિરે જતાં, ભગવાનને મોટેથી, બીજા સાંભળે એવી રીતે પ્રાર્થના કરતાં કે તેમનો ધનવૈભવ વધે એને માટે સાધુસંતોનીય કૃપા



ઇચ્છતાં. એથી દરેક જણ જાણતા કે શેઠાણીને વધારે ને વધારે પૈસાનો લોભ છે.

એક દિવસ ત્રણ ભગવાં વસ્ત્રવાળા સાધુઓએ શેઠાણીને ઘેર આવીને ભિક્ષાની માગણી કરી, "બહેન, સાધુને કંઈક આપશો ?"

'હા...હા જરૂર.' કહેતાં શેઠાણી ઘરમાંથી લોટ લઈ આવ્યાં. એટલે એમાંના એક સાધુએ લેવાની ના પાડતાં કહ્યું, ''મા, અમે તો સાધુ છીએ, અપરિગ્રહી છીએ. આટલા બધા લોટને શું કરીશું ? અમારે તો એક દિવસ ચાલે તેટલી ભિક્ષા જ પૂરતી છે.''

''અરે ! પણ તમે ત્રણ છો. આ લોટ કંઈ વધારે નથી'' રામા શેઠાણી બોલ્યાં. વચ્ચે ઊભેલા જટાધારી સાધુએ બતાવતાં એક સાધુએ કહ્યું, ''મા, આ અમારા ગુરુજી તો અનાજ ખાતા જ નથી અને અમે પણ દિવસમાં એક જ વાર થોડું ભોજન લઈએ છીએ.''

''આપના ગુરુજી અનાજ નથી લેતા તો પછી ખાય છે શું ?'' રામાએ પૂછ્યું. શિષ્યે કહ્યું, ''એ હિમાલયમાં તપ કરે છે. ચાર-છ વર્ષે ક્યારેક નીચે આવે છે. એમનું ભોજન માત્ર હવા જ છે.''

વાતોથી આશ્ચર્ય પામેલાં રામા શેઠાણીએ એમને મહાન પહોંચેલા યોગી માનીને મનથી વિચારી લીધું કે જો એમની કૃપા થાય તો તે મિલકત વધારી શકે છે. એટલે હાથ જોડીને કહેવા લાગ્યા, ''ધન્ય છે મહારાજ, મને પણ આપની સેવા કરવાની તક આપો.''

શિષ્ય બોલ્યો, ''ગુરુજીને તો બાર વર્ષથી મૌનવ્રત છે. એમને બદલે હું જ ઉત્તર આપું છું. તમે એમની શું સેવા કરશો? હા એના કરતાં તમારી મનોકામના પૂરી કરી લો. એ જરૂર પૂરી કરી દેશે.''

લાલચુ શેઠાણીને એની વાતમાં વિશ્વાસ આવ્યો. એમણે

કહ્યું, "મારી આંખો આપનાં દર્શનથી પવિત્ર બની ગઈ છે. આજની કાતિલ મોંઘવારીમાં મારા જેવી બાળ-બચ્ચાંવાળીને બીજું શું જોઈએ ? જો આપની કૃપા.....થઈ જાય તો....."

મહારાજ સામે નજર માંડતાં શિષ્યે કહ્યું, "મહારાજ ખુશ છે તમારી ઉપર...કહો શી કૃપા કરે...?"

ભાવવશ બનેલાં શેઠાણી બોલ્યાં, "મહારાજ, પહેલાં ઘરમાં પધારીને પાણી તો સ્વીકારો."

શેઠાણીના આદરભર્યા આમંત્રણે ત્રણેય અંદર ગયા. તેમનો સત્કાર કરતાં શેઠાણીએ ધનની વૃદ્ધિ માંગી. એક શિષ્યે કહ્યું, "તમારી પાસે જે ધન અને સોનું હોય તે લઈ આવો. એક ઘડો અને તેનું ઢાંકણું પણ લાવો. ગુરુજી તેને અડ્યા વિના જ તંત્રવિદ્યાથી બે ગણું કરી દેશે."

ચિંતાતુર ચહેરે શેઠાણી બોલ્યાં, "પણ સ્વામીજી, શેઠજી બહાર ગયા છે અને તિજોરીની ચાવી તેમની પાસે રહે છે, હું શું કરું ?"

શિષ્ય ઊભો થતાં બોલ્યો, "તો પછી હવે અમે જઈએ."

આવો અમૂલ્ય અવસર એળે જતો જાણી શેઠાણી દુઃખી બની રહ્યાં હતાં. ત્યાં જ એમની નજર હાથમાં પહેરેલી સોનાની બંગડીઓ પર ગઈ. એમણે ત્રણેને રોકતાં કહ્યું, "મારી પાસે આ થોડાક ઘરેણાં છે તેને આપું છું."

શિષ્યે પૂજાનો સામાન અને ઘડો વગેરે લાવવા જણાવ્યું. દોડી દોડીને શેઠાણીએ તે લાવી આપ્યું. શેઠાણીનો ૧૪ વર્ષનો પુત્ર રોહિત જ ઘરમાં જ હતો. તેને આ યોગ્ય ન લાગતાં માને મનાઈ કરી. પણ શેઠાણીએ એને બાળક ગણીને ચમત્કાર જેવી

વાત ન સમજી શકે એવું સમજાવી ચૂપ બનાવી દીધો.

પૂજાવિધિમાં દીવો સળગાવી, અગરબત્તી જલાવી, ગુરુજી અસ્પષ્ટ મંત્રોચ્ચાર વડે હાથથી જાદુ જેવું કરવા લાગ્યા. એક શિષ્યે શેઠાણીની સામે જ ઘરેણાં ઘડામાં નાખ્યાં અને બીજાએ મજબૂતીથી ઘડાનું મોં કપડાંથી બંધ કરી દીધું. આમ દશેક મિનિટની વિધિ કર્યા પછી એક શિષ્ય બોલ્યો, ''હે મા.. હવે કાલે સવારમાં નાહીધોઈને, પૂજાપાઠ કરીને, આ ઘડાને ઉઘાડજો, તમને ગુરુજીનો ચમત્કાર જણાશે ! ખરેખર તમે ભાગ્યશાળી છો કે, જેથી મહારાજ તમારી ઉપર પ્રસન્ન થયા છે.''

શેઠાણીની વિદાય લઈ ત્રણેય ગયા. કોઈએ એમને ઘેર ન તો અનાજ ખાધું કે ન કોઈ વસ્તુ માગી, તેમની નિસ્પૃહતા જોઈ, શેઠાણી વિચારવાં લાગ્યાં કે દુનિયામાં ભાગ્યે જ આવા સાધુ જોવા મળે !

આ બાજુ રોહિતને ચેન પડતું નહોતું, મા છેતરાય નહીં તેનો જ તે વિચાર કરતો હતો. તેનું કહેવું પણ મા સાંભળતી નહોતી, એણે મનોમન કંઈક નિર્ણય લઈ લીધો. જેવા પેલા ભગવાં વસ્ત્રધારી બાવા બહાર નીકળ્યા કે માને કહ્યા સિવાય જ રોહિત તેમની પાછળ ગયો. તે સંતાતો સંતાતો પાછળ ગયો. આમ તેઓ શહેરથી દૂર નીકળી ગયા અને જંગલમાં એક ખંડેર પાસે અટક્યા. ત્યાં એમણે જટા-બટા ઉતારી નાખી. ગુરુ બનેલી વ્યક્તિએ પહેરણની બાંયમાંથી રોહિતની માનાં ઘરેણાં કાઢ્યાં. તે ત્રાણેય અટ્ટહાસ્ય કરતાં કહેવા લાગ્યા, ''કેટલાક દિવસો તો હવે સુખથી પસાર થઈ જશે.''

હવે રોહિતને મોડું કરવું યોગ્ય ન લાગ્યું. ત્યાંથી લપાતો-

છુપાતો તે જંગલની બહાર નીકળ્યો અને એક રીક્ષા કરી જલદી પોલીસ થાણે પહોંચ્યોં. ત્યાં તેના મિત્ર પ્રભાતના પિતાજી કે જે, ઈન્સ્પેક્ટર હતા તેમને વિગતે વાત કરી અને પોલીસ પાર્ટી સાથે તેઓ પેલા ખંડેરવાળા સ્થાને આવી પહોંચ્યા.

દારૂના નશામાં મસ્ત બનેલા પેલા ત્રણને તો આવું બનશે તેવી કલ્પનાય નહોતી. પોલીસને આંખો સામે જ જોતાં તેઓ ગભરાઈ ગયા અને દારૂનાં નશામાં જેમતેમ બકવાસ કરવા લાગ્યા. પોલીસે તમામને હાથકડી પહેરાવીને થાણામાં પૂરી દીધા.

સાંજે પ્રભાતના પિતાજી તમામ ઘરેણાં લઈરામા શેઠાણીને ઘેર આવ્યાં. પોતાનાં જ ઘરેણાં જોઈ શેઠાણીને અજાયબી લાગી. એમણે તરત જ પેલો ઘડો ઉઘાડ્યો તો તે ખાલી હતો. એ કેવી રીતે ખાલી થયો તેની તેમને સમજ પણ ન પડી ! બધાં ઘરેણાં પ્રભાતના પિતાજીના હાથમાં કેવી રીતે આવ્યાં ! રોહિતે ઘેર જઈને પોતાની માને કશું જ કહ્યું નહોતું.

ઈન્સ્પેકટરસાહેબે તમામ વિગત રામાને જણાવી. એ બધું સાંભળીને આશ્ચર્યમાં પડી ગઈ. એને તો સ્વપ્નેય ખ્યાલ નહોતો કે એ લોકો ઠગ હશે. એ તો એમને મહાન સાધુ સમજતી હતી.

પ્રભાતના પિતાજી શેઠાણીને સમજાવતાં કહેવા લાગ્યા, ‘‘ભાભીજી, સાધુ જો સાચો છે તો તે માનને પાત્ર છે, પણ ભગવા કપડાં પહેરવાથી જ કોઈ સંન્યાસી બની જતો નથી. એને માટે તો સાધના કરવી પડે છે. એવી નિસ્પૃહી વ્યક્તિ ભાગ્યે જ જોવા મળે છે અને એવી વ્યક્તિઓ ઘેર ઘેર ભટકતી નથી, કે લોકોને લાલચ પણ બતાવતી નથી એ તો ફક્ત આત્મ-

કલ્યાણનો જ રસ્તો બતાવે છે.''

''તમારી વાત સાચી છે'' શેઠાણી બોલ્યાં.

ત્યાં જ હસતો હસતો રોહિત આવી પહોંચ્યો. પ્રભાતના પિતાજીએ રામાને કહ્યું કે રોહિતની સમજને કારણે જ આજે તે ઠગાતાં બચી છે.

રોહિતે કહ્યું, ''મા, વ્યક્તિ મહેનત, કૌશલ્ય અને બુદ્ધિ વડે જ ધનવાન બને છે. બીજું કોઈ એને ધનવાન બનાવી શકતું નથી.''

શેઠાણી ચૂપ રહ્યાં, એ બાબતમાં એ બીજું કહે પણ શું? પણ એમની સમજમાં એ વાત આવતી નહોતી કે, એ માણસે પોતાની સામે ઘડામાં નાખેલાં ઘરેણાં તેની પાસે કેવી રીતે પહોંચી ગયાં ?''

પ્રભાતના પિતાજી કહેવા લાગ્યા, ''ભાભીજી, એ બીજું કશું જ નહીં માત્ર હાથચાલાકી જ છે ! જોતાં નથી તમે, જાદુગરો કેવા કેવા ખેલ બતાવે છે !''

હવે શેઠાણીને ઠગોની આખી વાત સમજાઈ ગઈ. એ દિવસથી એમની બે વાતો-ટેવો-છૂટી ગઈ. એક તો કાયમ ઘરેણાં પહેરી રાખવાની અને બીજી ગમે તે અજાણ્યાં પર વગર-વિચાર્યે આંધળો વિશ્વાસ કરી લેવાની.

# સાચું પ્રાયશ્ચિત્ત

શિવાલિક પર્વતની તળેટીમાં એક જંગલ હતું. ત્યાં અનેક પ્રકારનાં પશુપક્ષીઓ રહેતાં હતાં. કેટલાય પોપટ ત્યાં ટોળાબધીમાં સંપીને રહેતા હતા. સવારમાં બધા ખોરાકની શોધમાં નીકળી, ખૂબ ખાઈ-પીને સાંજે ઘેર પાછા ફરતા હતા.



રાત્રિમાં ચર્ચા-વિચારણા અને ગીત-હરીફાઈ પણ થતી. આમ આનંદમાં દિવસો જતા હતા.

એક દિવસની વાત છે. રાત્રે બધા વાતોના તડાકા મારી રહ્યાં હતાં. ત્યાં અચાનક જ એમને કોઈ પોપટની ચીસ સંભળાઈ. તપાસ કરવા બધાં ઊડ્યા અને જોવા લાગ્યાં કે ચીસ ક્યાંથી આવી ? એટલામાં જ લોહીથી ખરડાયેલ, ડરનો માર્યો કંપી રહેલ એક પોપટ ઉપરથી નીચે પડ્યો. આ પોપટને પકડવા એક બાજ ચક્કર લગાવી રહ્યો હતો. બધા પોપટોએ જોરથી ચીસો પાડીને તેને ભગાડી મૂક્યો. પછી બધા પોપટ ઘાયલ પોપટની પાસે આવ્યા. પોપટોના નેતા સર્વજ્ઞે ઘાયલ પોપટને માથે પ્રેમથી હાથ ફેરવીને પૂછ્યું, ''ભાઈ ગભરાઈશ નહીં. બાજને નસાડી મૂક્યો છે, આંખો ખોલ, જો અહીં બધા તારા જ મિત્રો છે.''

હરિત નામના ઘાયલ પોપટે આંખો ખોલી. પોતાના આ અજાણ્યા મિત્રોને જોયા. કંઈક કહેવા વિચાર્યું પણ અવાજ જ ન નીકળ્યો. સર્વજ્ઞે ઈશારો કર્યો એટલે તેને તાજી હવા મળે માટે પોપટોએ પાંખો ફફડાવી પંખો નાખ્યો, ચાંચો વડે તાજું પાણી પાયું. થોડીવારે સ્વસ્થ થતાં તેની આગળ ખાવા માટે

તાજું દાડમ મૂક્યું. સર્વજ્ઞે કહ્યું, "ભાઈ પહેલાં ખાઈ લે પછી તારો પરિચય આપજે."

અજાણ્યાનો પ્રેમ, સદ્ભાવ જોઈ હરિતને હર્ષનાં આંસુ આવી ગયાં. તેણે પોતાને અજાણ્યાને બચાવવા માટે ખૂબ ખૂબ ઉપકાર માન્યો.

સર્વજ્ઞે કહ્યું, "ભાઈ, એમાં ઉપકાર શાનો ? આપણા સૌમાં એક જ તત્ત્વ છે, અને એ છે ચેતન તત્ત્વ. પરિચય અને અપરિચયની હદ તો આપણે બાંધીએ છીએ."

"ઓહ, તમે કેટલા જ્ઞાની છો ! કેટલા ઉમદા વિચારો છે તમારા !" હરિતે કહ્યું.

"હવે તું જ્ઞાની-અજ્ઞાની, મહાન અને તુચ્છની જ વાતો કરીશ કે પછી કંઈક ખાઈશ ?" હરિતના મોંમાં દાડમનો દાણો મૂકતાં સર્વજ્ઞ બોલ્યો.

હરિતે દાડમ ખાધું, થોડો સ્વસ્થ બન્યો, મધુર વ્યવહારને લીધે તે પોતાનું દુઃખ ભૂલી ગયો. એણે વિચારપૂર્વક પોતાની ઘટના કહી બતાવી કે તેની પત્ની તથા બાળકોને શિકારી લઈ ગયો હતો અને તેઓને બચાવવા જતાં તે આ રીતે જખમી બન્યો હતો. અધૂરામાં પૂરું તેની પાછળ બાજ પડ્યો. ડરનો માર્યો તે અધમૂઓ થઈને અહીં પડી ગયો હતો. એટલી વાત કરતાં તેને પ્રસંગ સાંભળી આવ્યો ને તેનું હવે દુનિયામાં કોઈ ન રહ્યું માનીને રડવા લાગ્યો.

સર્વજ્ઞે આશ્વાસન આપ્યું, "ભાઈ, કુટુંબનો નાશ થવાથી દુઃખ થાય એ સ્વાભાવિક છે. એનો વિયોગ વ્યાકુળ બનાવી દે છે. આ તો ઈશ્વરેચ્છા છે, એમાં આપણું શું ચાલે ? ધીરજ



રાખ... જો અમે પણ તારા મિત્રો જ છીએ ને ?''

આમ કહી સર્વજ્ઞ હરિતને ભેટી પડ્યો. હરિત પણ આ પ્રેમ જોઈને ગળગળો બની ગયો. આંખમાંથી આંસુની ધારા ચાલી. રડવાથી દુઃખ ઓછું થશે એમ માનીને સર્વજ્ઞે પણ હરિતને રડવા દીધો.

હવે તો હરિત દરેકની સાથે ભળી ગયો હતો. સર્વજ્ઞ તેનું ખાસ ધ્યાન રાખતો. તેને ભૂતકાળની ઘટના યાદ ન આવે તેનું ધ્યાન રાખીને પ્રેમથી વાતો કરતો. દુઃખનું ઓસડ દહાડા, એ ન્યાયે હવે હરિત પણ દુઃખ ભૂલી ગયો.

મિલનસાર સ્વભાવે તેને સર્વનો પ્રેમ અપાવ્યો હતો. તેમાંય તે સર્વજ્ઞનો અંગત મિત્ર બની ગયો હતો. છેવટે અંગત વાતચીતમાંય હરિતની જ સલાહ લેવાતી. આટલું બધું સન્માન મળવાથી હરિત પ્રત્યે બીજા કેટલાય પોપટોને ઈર્ષા આવવા લાગી. હરિતને દૂર કરવાની તરકીબો અજમાવવા લાગ્યા. ખરેખર દુર્જનોનો સ્વભાવ જ એવો હોય છે કે, તેઓ બીજાનું સુખ અને સન્માન જોઈ શકતા નથી !

થોડા દિવસ પહેલાં જ મેનાઓએ ઈંડાં મૂક્યાં હતાં. હવે એમનાં બચ્ચાં થોડાં મોટાં થઈ ગયા હતાં. પોપટોની સાથે હવે તો મેનાઓને પણ દાણા ચણવાની ઘણી ઈચ્છા થતી પણ નાના સુંદર બચ્ચાંને કોના ભરોસે સોંપે ?

સર્વજ્ઞે રસ્તો કાઢતાં સૂચવ્યું, 'હરિત એમને સાચવશે અને બચ્ચાંને સારા સંસ્કાર આપશે.' આ વાત કેટલાક ઈર્ષાખોર પોપટો કે જેમને પોતાનો અધિકાર છીનવાતો હતો એમને ન ગમી. પણ કશું બોલ્યા નહીં.

એક દિવસની વાત છે અજીત કે જેને હરિતની સેવામાં અને દાણા લાવવા મદદમાં મૂક્યો હતો તે દાણા લેવા ગયો હતો. હરિત બચ્ચાંને દાણા ખવડાવી રહ્યો હતો. એટલામાં જ એક રાની બિલાડો આવ્યો અને ઝાડ નીચે બેસીને પોક મૂકીને રડવા લાગ્યો. છેવટે તેનું દુઃખ જોઈ હરિતથી રહેવાયું નહીં એટલે બોલ્યો, "ભાઈ , રડે છે શા માટે ? તને શું દુઃખ છે ?"

માથું ઊંચું કરીને બિલાડાએ હરિતની સામે જોયું અને પછી તો મોટેથી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો, "મારું કિસ્મત ફૂટી ગયું ભાઈ... તમને શું કહું ? અમે જે જંગલમાં કુટુંબ સાથે રહેતા હતા ત્યાં દાવાનળ સળગ્યો જેમાં મારી પત્ની, બાળકો, માતા-પિતા, મિત્રો બધાંય બળીને રાખ થઈ ગયાં. હું જંગલની બહાર હોવાથી બચી ગયો અને જ્યારે ત્યાં ગયો ત્યારે આ બધું જાણવા મળ્યું. ભાઈ, મને થાય છે કે હું અભાગી પણ એમની સાથે કેમ બળી ન ગયો ?" કહેતાં ફરી તેણે પોક મૂકી.

એની હૃદય પીગળાવનારી વાત સાંભળી, હરિતને પણ પોતાની વીતેલી ઘટના યાદ આવી. એણે રાની બિલાડાને સમજાવીને શાંત કર્યો. બિલાડાએ જતાં જતાં હરિતને કહ્યું, "ભાઈ, તારી પ્રેમભરી, આત્મીયતા-સભર વાણીથી મારા હૃદયના ઘા પર જાણે ઠંડો મલમ લાગ્યો હોય, એમ મારી વેદના ઓછી થઈ છે. શું હું ફરીથી આપની પાસે આવી શકું ?"

"હા...હા... શા માટે નહીં. જ્યારે ઈચ્છા થાય ત્યારે પધારજો." હરિતે કહ્યું.

હવે તો બિલાડો નિયમિતરૂપે હરિત પાસે આવીને વાતો કરતો હતો. ધીમે ધીમે હરિતનો વિશ્વાસ પણ પ્રાપ્ત કરી લીધો અને એક દિવસ લાગ મળતાં જ થોડાં બચ્ચાં ઉઠાવીને દૂર લઈ જઈ મારી નાખીને ખાઈ ગયો.

સાંજે બહાર ગયેલા પોપટ અને મેનાઓનું ટોળું પાછું આવી ગયું તો અજીતને રડતાં જોયો. પૂછતાં જાણવા મળ્યું કે હરિત હોવા છતાંય પાંચ બચ્ચાને કોઈ મારીને ખાઈ ગયું. આ સાંભળી જે પોપટ હરિતની ઈર્ષા કરતા હતા એમણે કહ્યું કે અમે તો પહેલેથી જ જાણતા હતા કે એ દુષ્ટ છે. એણે જ લાલચમાં આવીને બચ્ચાંને કોઈની પાસે મારી નંખાવ્યાં હશે કે પછી વેચી દીધાં છે. આજે આ ઢોંગની પોલ ખૂલી ગઈ."

જોકે સર્વજ્ઞને પોપટોની વાતમાં વિશ્વાસ નહોતો આવતો. ભોળો હરિત આવું કામ કરી જ ન શકે. એ કંઈક કહેવા ઈચ્છતો હતો પણ બીજા પોપટોએ એનું મોં બંધ કરી દેતાં કહ્યું, "તમારી ઉદારતા અને વધુ પડતા વિશ્વાસે જ અમારે અમારાં પ્યારાં બચ્ચાંની આ દુર્દશા જોવી પડી છે."

ગુસ્સામાં ભરાયેલા પોપટોએ નિર્દોષ હરિતને ઝુડીને અધમૂઓ કરી મૂક્યો. "મને શા માટે મારો છો ?" એમ હરિત પૂછવા લાગ્યો તો પોપટ કહેવા લાગ્યા, "ઢોંગી, હત્યા કરીને પાછો કારણ પૂછે છે ? મારો અલ્યા.. બરાબર ચાંચથી ઘાયલ કરો." ચાંચો વડે ઘાયલ થયેલા હરિતને બધાએ જોરથી ધક્કો મારીને ફેંકી દીધો ને કહ્યું, "ખબરદાર દુષ્ટ ! હવે જો આ બાજુ આવીને મોં બતાવ્યું તો...! આ બાજુ ડોકિયું પણ ન કરતો."

શરમ અને અપમાનથી તે લજ્જિત હતો. પણ તેણે વિચાર્યું "ઠીક છે, જે થયું તે સારું થયું. એમણે વિશ્વાસપૂર્વક મને બચ્ચાં સોંપ્યાં અને હું સાચવી ન શક્યો કારણ કે મેં પેલા રાની બિલાડા પર અજાણ્યા પર એકદમ વિશ્વાસ મૂકી દીધો હતો. એનું પરિણામ તો ભોગવવું પડે ને ! ખરેખર જે આંખો બંધ કરીને અજાણ્યાની ઉપર વધારે પડતો વિશ્વાસ કરે છે તેને નુકસાન વેઠવું જ પડે છે ?

"હવે મારે મરી જ જવું જોઈએ" એમ કહેતાં તે જોરજોરથી પોતાનું માથું પથ્થર પર પછાડવા લાગ્યો. તેને આપઘાત કરતાં એક ખિસકોલીએ અટકાવ્યો ને કહ્યું, "આત્મહત્યા પાપ છે ભાઈ ! કાયરતા છે ! ભૂલ થઈ હોય તો સુધારો ! ભૂલોમાંથી કંઈક શીખો ! અને નવા ઉત્સાહથી જીવનમાં આગળ વધો !"

ખિસકોલીનો પ્રેમ અને સહાનુભૂતિ મેળવીને, હરિત પોતાનું દુઃખ ભૂલવા લાગ્યો. બંને વચ્ચે ગાઢ દોસ્તી બંધાઈ ગઈ.

એક દિવસે ખિસકોલી અને હરિત ઝાડ પર બેઠાં બેઠાં વાતો કરી રહ્યાં હતાં ત્યાં અચાનક હરિતનું ધ્યાન ઝાડ નીચે ગયું. ત્યાં એક શિકારી બેઠો હતો. આ દુષ્ટ ઘાતકી શિકારીએ પોતાની પાસેની જાળમાં કેટલાય પોપટ બાંધી રાખ્યા હતા.

હરિત તરત જ બોલી ઊઠ્યો, "અરે, આ તો સર્વજ્ઞ અને એના મિત્રો છે. આ શિકારી એમને મારી નાખશે." આમ વિચારતો તે ખૂબ નિરાશ થઈ ગયો. તેણે ખિસકોલીને કહ્યું, "બહેન, હું મારો જીવ આપીશ પણ એમને જરૂર બચાવીશ!"

એનો નિશ્ચય જોવા-પરીક્ષા કરવા ખિસકોલી બોલી, "પણ એમણે તો તારું કેટલું બધું અપમાન અને તિરસ્કાર કર્યો હતો ?"

હરિત બોલ્યો, "હું અપમાન અને તિરસ્કાર ભૂલી જાઉં છું. એમણે મારી સાથે જે જે સદ્‌વ્યવહાર કર્યો હતો એનું મૂલ્ય ચૂકવીશ. બહેન, બૂરાઈની સાથે ભલાઈ કરવામાં જ આપણી મહાનતા છે."

હરિતના આટલા ઊંચા વિચાર સાંભળીને ખિસકોલી ભાવવિભોર બની ગઈ. બંનેએ યોજના બનાવી. શિકારી ઊંઘી ગયો એટલે ખિસકોલી નીચે ઊતરી અને આખી જાળ કાપી નાખી. થોડીવારમાં બધા જ પોપટ મુક્ત બની ગયા.

બધા પોપટોએ હરિત અને ખિસકોલીનો આભાર માન્યો અને અપમાન કર્યા બદલ હરિત પાસે માફી માગી અને બધાંની સાથે ટોળામાં પાછા આવવા માટે કહ્યું. ખિસકોલી અને હરિતે આમંત્રણ સ્વીકારી લીધું.

આગળ સર્વજ્ઞ અને પાછળ પોપટો તથા તેમની પાછળ

હરિત તેમજ ખિસકોલી ચાલી નીકળ્યાં. આ વખતે એમણે દઢ સંકલ્પ કર્યો કે, પૂરી વાત જાણ્યા વગર કોઈના પર શંકા કરીશું નહીં. બધાં પ્રેમથી હળીમળીને રહીશું.

# સફળતાનું સાધન

જંગલમાં વડનું એક મોટું ઝાડ હતું. એની પર માળા બાંધીને ઘણાં પક્ષીઓ રહેતાં હતાં. એની ઉપર એક ઘરડું ગીધ રહેતું હતું. જેને પક્ષીઓએ ઘાયલ અવસ્થામાં મરતાં મરતાં બચાવેલું હતું. ત્યારથી તે ત્યાં જ રહેતું હતું. સવાર થતાં જ પક્ષીઓ ચણવા ઊપડી જતાં. ઘરડું ગીધ બચ્ચાંની દેખભાળ રાખતું.

એક દિવસની વાત છે. ટોળામાં ઊડી રહેલાં પક્ષીઓ જ્યારે ઘર તરફ પાછાં વળતાં હતાં ત્યારે અચાનક તેમની નજર જમીન પર વેરાયેલા ચોખાના દાણા ઉપર ગઈ. એમના નેતા પ્રતાપે રોક્યાં ને કહ્યું, ''અહીં જંગલમાં આ ચોખા ક્યાંથી વેરાય ? જરૂર કંઈક દગો છે.'' પરંતુ તેમની સલાહને અવગણીને, તેમની મશ્કરી કરતાં કરતાં બધાં પક્ષી નીચે ઊતર્યાં અને જાળમાં ફસાઈ ગયાં. પણ હવે પસ્તાવાથી શું ફાયદો ? લાલચ અને મૂર્ખતા બંને ખૂબ મોટા અવગુણ છે. સ્વાર્થને કારણે પ્રાણીઓ એમાં ફસાઈ પાછળથી પસ્તાય છે.

પક્ષીઓને જાળમાં ફસાયેલાં જાણી શિકારી બહાર નીકળ્યો. આટલાં બધાં પક્ષીઓને પકડાયેલાં જોઈ, આનંદપૂર્વક જાળ સમેટીને લઈ ગયો.

ગીધ પક્ષીઓની રાહ જોતું બેઠું હતું. સાંજ પડી, રાત થઈ પણ પક્ષીઓ તો ન આવ્યાં ! બચ્ચાં ભૂખને કારણે રોકકળ કરવા લાગ્યાં. ગીધે જાણ્યું જરૂર કોઈક સંકટ આવ્યું હશે. જેમ

તેમ કરીને તેણે ખાવાનું લાવી બચ્ચાંને ખવડાવ્યું.

બચ્ચાં તો ખાઈ-પીને સૂઈ ગયાં પણ ગીધને કેમ કરીને ઊંઘ આવે ? તેણે વિચાર્યું કોણ જાણે પક્ષીઓ ક્યારેય આવશે. પોતે તો વૃદ્ધ અને અશક્ત હોવાથી બચ્ચાં માટે ખોરાક લાવી શકે તેમ નથી, થાકી પણ જાય છે. નાના બચ્ચાંનેય એકલાં કેવી રીતે છોડી શકાય ? ખૂબ વિચાર કર્યા પછી છેવટે તેણે ઉપાય તો શોધી જ કાઢ્યો. મુશ્કેલીમાં રોદણાં રડવાં એથી તો મુશ્કેલીમાં વધારો થાય છે, પણ સમજી-વિચારીને કામ



કરવાથી સંકટ દૂર કરવાનો કોઈ ને કોઈ ઉપાય મળી આવે છે.

કેટલાંક બચ્ચાં ઊડી શકે તેવાં હતાં. બીજે જ દિવસે ગીધે તેમને દાણા લેવા મોકલી દીધાં. પોતે નાનાં બચ્ચાંની દેખભાળ રાખવા માટે રહ્યો. બચ્ચાંને સાહસ અને ધીરજનો પાઠ શીખવાડતાં કહ્યું કે તેમનાં માતાપિતા તેમને માટે ખૂબ વસ્તુઓ લેવા દૂર ગયાં છે, જલદી પાછાં આવશે.

સજ્જનો બીજાના દુઃખે દુઃખી થાય છે, તેને સહાય કરે છે, પરંતુ તેથી વિરુદ્ધ દુષ્ટ લોકો બીજાની ઉપર મુશ્કેલી કે સંકટ

આવતાં બહારથી સહાનુભૂતિ બતાવે છે પરંતુ મનથી પ્રસન્ન થાય છે. એ તે વખતે પણ પોતાનો સ્વાર્થ પૂરો કરવાનું વિચારે છે. ભીમા નામનું ગીધ આવું જ હતું. એને પક્ષીઓ ગુમ થવાના સમાચારથી ખૂબ આનંદ થયો હતો. તે વિચારવા લાગ્યો, ''વાહ, હવે તો બહુ દિવસો સુધી શાનદાર મિજબાની આરોગવા મળશે.''

એ વૃદ્ધ ગીધ પાસે આવીને, રડતું મોં બનાવીને, ઉદાસ થઈ કહેવા લાગ્યો, ''ભાઈસાહેબ, સાંભળ્યું છે કે તમે મોટા સંકટમાં મુકાઈ ગયા છો ?''

વૃદ્ધ ગીધ જાણતું હતું કે, દરેકની સામે દુઃખ રડવાથી કોઈ લાભ નથી. જેનાથી કોઈ લાભ ન મળે તેને શા માટે કહેવામાં આવે ?બીજાના દુઃખમાં ભાગીદાર બનનાર આમેય ઓછા જ હોય છે. અને એની સામે જ કંઈક કહેવું યોગ્ય છે. એટલે પોતાનું દુઃખ છુપાવીને ગંભીરતાથી બોલ્યું, ''એમાં સંકટ શાનું ? પક્ષીઓ તો દૂર ગયેલાં છે. થોડા સમયમાં જ પાછાં ફરશે.''

ભીમાએ પૂછ્યું, ''તો પછી નાનાં બચ્ચાંની ખાવા-પીવાની કેવી રીતે વ્યવસ્થા કરો છો ?''

''બચ્ચાં ઊડતાં શીખી ગયાં છે, એ જ દાણા લઈ આવે છે'' વૃદ્ધ ગીધે કહ્યું.

''એ તો બિચારાં નાનાં છે. કહો તો હું મદદ કરું. દરરોજ તેમની સાથે જાઉં'' ભીમાએ સહાનુભૂતિ બતાવી.

વૃદ્ધ ગીધે કહ્યું, ''ના, ના, તમારે તકલીફ લેવાની જરૂર નથી. હવે તો બચ્ચાં યોગ્ય બની ગયાં છે, સમર્થ થઈ ગયાં છે. એમને પણ જવાબદારી શીખવાડવી જોઈએ ને ?''

એણે એટલા માટે મનાઈ કરી કે, ભીમા ગીધને તે સારી રીતે જાણતું હતું. જોકે ચાર-પાંચ વાર મુલાકાત થઈ હતી. છતાંય બરાબર પરીક્ષા થાય નહીં, ત્યાં સુધી વધારે વિશ્વાસ રાખવો યોગ્ય ગણાય નહીં.

ભીમાએ વિદાય લેતાં કહ્યું, "ઠીક છે, છતાંય મારી જરૂર પડે તો બેશક જણાવજો. તમારે માટે કંઈક મદદમાં આવું તો તે મારું સૌભાગ્ય હશે."

એક ઉપાય નકામો જતાં ભીમાએ હવે બીજો ઉપાય શોધ્યો. એણે બીજે દિવસે જ્યારે પક્ષીઓનાં બચ્ચાં દાણા લેવા નીકળ્યાં તો તેની પાછળ ગયો અને પ્રેમથી કહેવા લાગ્યો, "ક્યાં જાવ છો બચ્ચાં ?"

"અમે પેલી નાની ટેકરીની બાજુમાં જઈએ છીએ. ત્યાં મીઠાં ફળ લાગ્યાં છે." બચ્ચાંએ જવાબ આપ્યો.

"અરે હુંય ત્યાં જ જાઉં છું." ભીમાએ કહ્યું.

બચ્ચાંને સાથ મળતાં, આનંદથી ભીમા સાથે વાતો કરતાં ઝડપથી ટેકરી પર પહોંચી ગયાં. ભીમો સારાં ફળ બતાવવાની લાલચ દેખાડી એકાંત સુમસામ જગ્યાએ લઈ ગયો. બચ્ચાં થોડે દૂર જઈને મીઠાં ફળ ખાવા લાગ્યાં હતાં ત્યાં જ ભીમાએ એક બચ્ચાંને પકડીને દબાવી દીધું. પરંતુ એની ભયંકર ચીસ સાંભળી બીજાં બચ્ચાંનું ધ્યાન એ બાજુ ગયું. એમાંનું એક બોલ્યું, "અરે ! આ તો બચ્ચાંને ખાઈ જશે. ચાલો ભેગા થઈને ગીધ પર હુમલો કરીએ."

"હા ચાલો, ભલે જીવીએ કે મરીએ, સાથીદારને સંકટમાં એકલો છોડી દેવો જોઈએ નહીં." બીજું બચ્ચું બોલ્યું.

પછી તો જ્યાં એકસામટાં બચ્ચાંએ ગીધ પર હુમલો કર્યો

કે તેના મોમાંથી બચ્ચું છૂટી ગયું, લોહીથી લથપથ થયેલું તે ઝાડીમાં પડ્યું. એનું લોહી જોઈને બીજાં બચ્ચાં ખૂબ જ ગુસ્સે ભરાયાં. એમણે ભીમાને ચાંચો વડે ઘાયલ કરવા માંડ્યો અને સાથે સાથે જોરથી બૂમો પાડવા માંડી "બચાવો... બચાવો. આ દુષ્ટથી અમારું રક્ષણ કરો."

જે ઝાડ ઉપર ભીમો ગીધ બેઠો હતો તેના એક દરમાં ચંદ્રમુખ સાપ રહેતો હતો. બહાર નીકળીને જોયું તો તે આખીય વાત સમજી ગયો. એનાય બચ્ચાંને ભીમો ખાઈ ગયો હતો, મિત્રતા કરીને સ્તો ! એટલે સાપને ભીમાને માર પડતો જોઈ ખૂબ આનંદ થયો.

ધીમે ધીમે ઉપર ચડીને ચંદ્રમુખે ભીમાની ગરદનને પકડી લીધી. ગીધ કહેવા લાગ્યું, "મિત્ર, આ શું ? આવી ગમ્મત કેમ કરો છો ?"

"તું મિત્રતાની આડમાં જંગલના કેટલા જીવોને છેતરે છે? તારા જેવો પાપી તો જલદી મરે એ જ સારું છે" એમ કહેતા ચંદ્રમુખ સાપે જોરથી ગરદન પર ભરડો લેતાં ગીધ મરણ પામ્યું.

ચંદ્રમુખના આવતાં જ પક્ષીઓ તો ત્યાંથી ઊડીને ઘાયલ મિત્રની પાસે ચાલ્યાં ગયાં હતાં. તેમણે પોતાની ચાંચમાં પાણી લાવીને પાયું. પોતાની પાંખોથી પવન નાંખ્યો અને થોડી સ્ફૂર્તિ આવ્યા પછી પોતાની પાંખોનો સહારો આપી ધીમે ધીમે ઘર તરફ ઊડવા લાગ્યાં.

ઘેર જઈને આખો બનાવ વૃદ્ધ ગીધને કહી બતાવ્યો. ગીધે બચ્ચાંને પોતાની પાંખમાં લઈને કહ્યું, "બાળકો આજે તમોએ બહાદુરી અને સમજશક્તિથી કામ કર્યું છે. જો તમે થોડાક ડર્યા હોત તો ચોક્કસ મરી જાત ! જીવનમાં સૌથી વધારે જરૂરી છે-

આત્મબળ. એના વગરનું ભણતર નકામું છે.''

''દાદાજી, અમે તમારાં હોશિયાર છોકરાં છીએને, તમારી આજ્ઞાનું પાલન કરીએ છીએને'' બચ્ચાં પણ દાદાજીની પાંખમાં લપાઈ લાડ કરવા લાગ્યાં.

દાદાજી સમજાવવા લાગ્યા, ''જીવનમાં ડગલેને પગલે મુશ્કેલી છે. સંસારમાં સજ્જનો છે તો દુષ્ટોનીય અછત નથી. આ દુષ્ટો બીજાને હેરાન કરે છે. જો આપણામાં આત્મબળ હોય, મુશ્કેલી વખતે વિવેકબુદ્ધિથી કામ લેવાની શક્તિ હોય તો આપણે દુષ્ટો પર વિજય મેળવી શકીએ છીએ. ગભરાવાથી તો ઊલટું દુર્જનોની શક્તિ અને સાહસ વધી જાય છે. આપણી મશ્કરી થાય છે, આપણને દબાવે છે. એટલે હું તમોને કહું છું કે, દરેક સ્થિતિમાં ધીરજ અને સાહસ રાખો, વિવેકથી કામ કરો તો જ જીવનમાં સફળતા મળી શકે છે !

# શક્તિની પરીક્ષા

બધાંય પક્ષી જાળમાં ફસાઈ ગયાં હતાં. બધાંય એ સમયનો દોષ કાઢતાં હતાં કે જ્યારે તેમણે દાણા જોયા અને એને ખાવાની લાલચમાં જાળમાં ફસાયાં ! બધાંય દુઃખી હતાં. દરેકને પોતાનાં સ્વજનો યાદ આવતાં હતાં. એમને દાણા બતાવનાર અને નીચે ઉતારનાર પક્ષીઓનો દોષ દરેક જણ કાઢતાં હતાં. ફક્ત આ પક્ષીઓનો આગેવાન પ્રતાપ જે કંઈક વિચારી રહ્યો હતો, તે સહન ન થતાં બોલી ઊઠ્યો, ''આપણે પહેલાં વિચાર કરવો જોઈએ, હવે કોઈને દોષ દેવાથી શું ફાયદો ?''

પ્રતાપની વાત સાંભળી પક્ષીઓ કંઈક શાંત થયાં. એક અનુભવી ચકલી બોલી, "નેતાજી, તમારી વાત પહેલાં માની હોત તો આ મુશ્કેલી ન આવત. હવે તો કંઈક ઉપાય બતાવો. મુશ્કેલી આવે તો તેનો કોઈ ઉપાય પણ હોય છે જ !"

"મનસ્વીઓ ધૈર્યથી વિચારી, ઉપાય શોધી કાઢે છે. તમારી બુદ્ધિ પર અમને વિશ્વાસ છે. અમને અમારી નહીં પણ બચ્ચાંની વધારે ચિંતા છે."

પ્રતાપે એમને ધીરજ આપતાં કહ્યું, "ગભરાશો નહીં. સાહસને ઓછું થવા ન દેશો. બહાદુરીથી કામ કરો, પછી ઈશ્વરેચ્છા. આપણી ફરજ કામ કરવાની છે. ફળ ઈશ્વરના હાથમાં છે." પછીથી પ્રતાપે પક્ષીઓને ધીમેથી કંઈક કહ્યું. એની વાત સાંભળી બધાંનું દુઃખ કંઈક ઓછું થયું અને સફળતાની આશા બંધાઈ.

પારધી આનંદથી ચાલી રહ્યો હતો. આજે ખૂબ પક્ષીઓ



પકડાવાથી તેને વધારે પૈસા મળવાની આશા બંધાઈ હતી. મનમાં ખીર-પૂરી ખાવાના વિચારો આવતા હતા.

જંગલ પૂરું થતાં પારધીએ પોતાના માથા ઉપરથી જાળ ઉતારી, પણ આ શું ? બધી જ ચકલીઓ મરેલા જેવી પડી હતી, શ્વાસ અટકી ગયો હતો, આંખો ઉપર ચઢી ગઈ હતી. પારધીએ વિચાર્યું, ''ગરમીને કારણે આ સુંદર ચકલીઓની આવી દશા થઈ છે, જો મરી જશે તો કોઈ ખરીદશેય નહીં'' એટલે ઝટપટ ગભરાટમાં તેણે જાળને ખોલીને જમીન પર ફેલાવી દીધી. કોઈ પશુપક્ષીની નજર એમની ઉપર પડે નહીં એટલે પોતાની ચાદર તેની પર નાખી દીધી. પછી થેલામાંથી લોટો કાઢીને પાણી લેવા નદી તરફ દોડ્યો કારણ કે પાણી પિવડાવવાથી કોઈક ચકલી કદાચ જીવી જાય તેવી એને આશા હતી.

પારધી જરાક આઘો પહોંચ્યો કે પ્રતાપે કહ્યું, ''ભાઈઓ અને બહેનો, હવે તમામ તાકાત લગાવીને એકસાથે ઊડો.''

બધાંએ જોર તો લગાડ્યું પણ ચાદરને કારણે તે ઊડી ન શક્યાં. પ્રતાપે કહ્યું, ''જુઓ આમેય પારધીના હાથે મરવાનું તો છે જ ! મુશ્કેલી વખતે ગભરાઈને બેસી રહેવું કાયરતા છે. ઊઠો તમામ શક્તિથી કામે લાગો. સંઘર્ષ કરતાં મરીશું કે પછી વિજય મેળવીશું ! કાયર તો મૃત્યુ પહેલાં જ અનેક વાર મરી ચૂક્યો હોય છે. પરંતુ બહાદુર ફક્ત મરવાના દિવસે જ મરતો હોય છે. તે સંકટમાં તમામ શક્તિથી સંઘર્ષ કરી વિજય મેળવે છે અને ગૌરવ પામે છે.

પ્રતાપની વાતોએ પક્ષીઓમાં નવું જોમ પેદા કર્યું. મનમાં આશા અને ઉત્સાહ હોય તેમજ પૂરી શક્તિથી કામ કરવામાં આવે તો સફળતા મળવામાં વાર લાગતી નથી. બધાંય પક્ષી પૂરી શક્તિથી ઊડ્યાં અને છેવટે ચાદરને લઈને જ ઊડવામાં



સફળ થઈ ગયાં. પારધીના ડરને કારણે તે ઝડપથી ઊડતાં હતાં.

વડના ઝાડની નજીક આવતાં પ્રતાપે કહ્યું, ''બધાં વડના ઝાડથી થોડી ઊંચાઈએ જ ઊડજો. પછી એકસાથે નીચે ડૂબકી ખાજો અને જેથી ચાદર વડ પર રહેશે અને આપણે એકસાથે છૂટાં થઈ જઈશું.''

પક્ષીઓએ એમ કર્યું અને બધાં મુક્ત બની ગયાં. હવે તે ખૂબ જ આનંદિત હતાં અને પ્રતાપનો આભાર માનતાં હતાં. તેની બુદ્ધિને કારણે બધાં બચ્યાં હતાં. પ્રતાપ પણ કહેતો હતો, ''મિત્રો, વિપરીત સંજોગોમાં તમે સાહસ અને ધીરજથી કામ કર્યું છે. તેથી તમે બધાં સાચાં શૂરવીર છો.''

પ્રતાપની આપેલી પ્રેરણાનાં ગુણગાન ગાતાં પક્ષીઓને પ્રતાપે કહ્યું, ''આપણામાં અપાર શક્તિ છુપાયેલી છે. જરૂર ફક્ત તે શક્તિ પર વિશ્વાસ કરવાની છે. આત્મબળ ખોવું જોઈએ નહીં. આપણું મન હારી જાય તો જરૂર આપણે હારી જઈએ.''

''એ તો અમે આજે નજરે જોયું.'' પક્ષીઓ એકીસાથે બોલી ઊઠ્યાં. વાતો વાતોમાં વડનું ઝાડ આવી ગયું કે જ્યાં

એમના માળા હતા. વૃદ્ધ ગીધની આંખમાં હર્ષનાં આંસુ હતાં. તેણે કહ્યું, ''લો હવે સંભાળો તમારી અમાનત'' કહેતાં તેણે બચ્ચાં તરફ પક્ષીઓને ઈશારો કર્યો અને બધાં પક્ષીઓને તેમનાં બાળકો ભેટી પડ્યાં. આનંદ આનંદ ફેલાઈ ગયો.

મોટાં બચ્ચાંએ પણ પોતાનાં માતાપિતાને કહ્યું કે, તેમની દેખભાળ કરવામાં વૃદ્ધ ગીધે રાત-દિવસ એક કરી નાખ્યાં હતાં. જેથી ગીધ પ્રત્યે પક્ષીઓની શ્રદ્ધા ખૂબ જ વધી ગઈ. પક્ષીઓએ વૃદ્ધ ગીધનો ખૂબ ખૂબ આભાર માન્યો.

''એ તો ઠીક છે, તેની જરૂર નથી પણ કહો તમને પાછા આવતાં આજે આટલું મોડું કેમ થયું ?'' ગીધે પૂછ્યું.

પક્ષીઓએ પોતાની વીતક કથા સંભળાવી. વૃદ્ધ ગીધે એ સાંભળીને પોતાનું માથું આકાશ સામે ઊંચું કર્યું. આંખો બંધ કરી અને બોલ્યું, ''પ્રભુ તું જ સર્વનું રક્ષણ કરનાર છે. મારવાવાળા કરતાં બચાવવાવાળાની શક્તિ ખરેખર ખૂબ વધારે હોય છે.''

# નવી દિશા

આનંદવનમાં ખૂબ જ હલચલ રહેતી હતી. ત્યાં જાતજાતનાં જીવજંતુ રહેતાં હતાં. સૌથી સારી વસ્તુ, ત્યાં કોઈનામાં લડાઈ-ઝઘડાની ઈચ્છા ઉત્પન્ન થતી નહોતી તે હતી. હંમેશાં ત્યાં આનંદ જ છવાયેલો રહેતો.

શહેરમાંથી પાછા આવ્યા બાદ, કોણ જાણે એકવાર શ્યામુ વાંદરાને શું સૂઝ્યું કે, તે એક ઊંચી ડાળ પર બેસીને પોતાની સામે ભોજપત્ર રાખી ઝાડની પાતળી ડાળી વડે પાંદડાંના રસથી કંઈક લખી રહ્યો હતો. તેની આંખો પર શહેરમાંથી



લાવેલા ચશ્માં લગાવેલા હતાં. અનોખી અદાથી તે એવો બેઠો હતો કે જે પણ ત્યાંથી પસાર થતું તે પ્રભાવિત બનતું અને પછી પૂછ્યુંય ખરું, ''અરે ! ભાઈ, આ શું કરો છો?''

ગર્વથી માથું ઊંચું કરીને શ્યામુ કહેતો, ''જોતા નથી હું પત્રકાર બની ગયો છું.''

''પત્રકાર.... ! એ વળી શું બલા છે.'' તેઓ આશ્ચર્યથી પૂછતાં.

વિગતે સમજાવતાં શ્યામુ કહેતો કે તે સમાચારપત્ર કાઢશે, જેથી બધાંને ઘેરબેઠાં જ ફક્ત જંગલના જ નહીં પણ આજુબાજુનાય તાજા સમાચાર દરરોજ મળ્યા કરશે. શ્યામુની વાત સાંભળી કેટલાંક ઘરડાં અને મોટાંએ મોં મચકોડ્યું અને કહ્યુંય ખરું, ''અરે... આ શ્યામુ કોણ જાણે માણસો પાસેથી શું શીખી લાવે છે ! એમની નકલ કરીને એ જંગલને બરબાદ કરી નાખશે !''

મોટાંને કંઈક કહેવું બરાબર ન લાગતાં શ્યામુ ચૂપ જ રહેતો. બીજા જ દિવસથી શ્યામુનું અખબાર કાઢવાનું કામ ચાલુ થઈ

ગયું. એનું નામ પણ રાખવામાં આવ્યું, ''વાનરલોક''. શ્યામુ જાતે જ તે લખતો, તેમાં જંગલના પૂરા સમાચાર લખાતા. રાત્રે તો એ કામ પૂરું કરી દેતો. સવારમાં જ ચન્નુ વાંદરો 'વાનરલોક' લઈને ઝાડની ઊંચી ડાળી ઉપર બેસી જતો. સમાચાર સાંભળવાને આતુર વાંદરા લાઈનસર ઝાડની નીચે બેસી જતા. ચુન્નુ અડધા કલાકમાં તો બધા સમાચાર વાંચીને સંભળાવતો. બધાં તે સાંભળીને પોતપોતાના કામે જતા.

વાંદરાં અનુભવ કરવા લાગ્યાં કે, પેપરથી તેમના જ્ઞાનમાં વધારો થઈ રહ્યો છે. તેઓ 'વાનરલોક' અખબારનાં વખાણ કરતા. દિવસે-દિવસે સાંભળનારાની સંખ્યા વધતી ચાલી. હવે તો વાંદરા સિવાય બીજા જીવો પણ આવવા લાગ્યા. જંગલનાં બચ્ચાં, ઘરડાં, દરેકની જીભે 'વાનરલોક'ની જ ચર્ચા સંભળાતી.

શ્યામુના આ કાર્યથી બીજાં જાનવરોને પ્રેરણા મળી. એમણે પણ પોતાના સમુદાય માટે આવું સમાચારપત્ર કાઢવાનું વિચાર્યું કારણ કે 'વાનરલોક'માં મુખ્યત્વે વાંદરાના સમાજના જ સમાચાર રહેતા હતા અને સાંભળવાવાળાની તો એટલી ગીરદી રહેતી કે ઘણી વખત અંદરોઅંદર ચણભણ પણ થઈ જતી !

ઓછા સમયમાં ખૂબ ઝડપથી આનંદવનમાં કેટલાંય સમાચારપત્રો શરૂ થઈ ગયાં. જગ્ગુ હાથી, કાલુ વરૂ, સોનુ હરણ, ભાંદુ ગધેડો, મોટું સુવર વગેરે પોતાનાં સમાચારપત્રો કાઢવા લાગ્યાં.

આ બધાં સમાચારપત્રોથી જંગલના જીવોમાં જ્ઞાનનો ખૂબ વધારો થયો. બધાંય તાજા સમાથાર જાણવા ઉત્સુક રહેતાં.

કેટલાંકની તો જાણે દિનચર્યા જ બની ગઈ હતી. પહેલાં પેપર સાંભળવું પછી જ કામે જવું.

જગ્ગુ હાથી ઘણો વિવેકી હતો. તે દરેક વસ્તુને ઘણી બારીકાઈથી જોતો હતો, વળી એની પર વિચાર પણ કરતો હતો. આવાં પ્રાણી પોતાનું કલ્યાણ જ નહીં પણ બીજાનેય માર્ગદર્શન અને નવી દિશા બતાવે છે. સમાચારપત્રો પ્રત્યે જીવોની રુચિ વધતી હતી તે જગ્ગુ હાથી સારી રીતે જાણતો હતો. એણે વિચાર કર્યો કે જે સમાચારો અપાય છે તે મુખ્યત્વે વધારે પડતા નિષેધાત્મક જ હોય છે જેમ કે - સોના બકરીનાં બચ્ચાં વરૂ ચોરી ગયું; કાલુ રીંછ અને ચતુરા શિયાળ વચ્ચે ભયંકર લડાઈ, નનકુ શિયાળ ચાની મરઘીનાં પાંચ બચ્ચાંને હડપ કરી ગઈ. ભાયા ગેંડાએ સામી રીંછના ઘર પર દગો કરીને કબજો મેળવી લીધો. પાણી પીતા હરણ ઉપર નરસિંહ સિંહે હુમલો કર્યો વગેરે, વગેરે. જગ્ગુએ વિચાર્યું, આનાથી જંગલના જીવો ઘટનાઓથી માહિતગાર જરૂર બને છે, પણ તેમને કોઈ પ્રેરણા કે દિશા મળતી નથી. એમાંથી ક્યારેક ક્યારેક બીજા જીવોને એવી જ ચાલાકી કરવાનું મન થઈ આવે છે. જગ્ગુને ખબર હતી કે જે વાંચવામાં આવતું તેની મન ઉપર ઊંડી છાપ પડતી હતી. કેટલાય દિવસો વિચાર કર્યા પછી એકવાર છેવટે આનો ઉપાય જગ્ગુને સૂઝયો.

જંગલનાં જાનવરોને જાણવા મળ્યું કે જગ્ગુનું સમાચાર-પત્ર કંઈક બદલાયું છે. એની રૂપરેખા બીજા કરતાં જુદી છે. એના મુખપૃષ્ઠ પર પ્રેરણાદાયી એવો નાનો લેખ હતો, ''જીવનમાં સૌથી વધારે મહત્ત્વપૂર્ણ છે, તમારો સદ્વ્યવહાર. એનાથી તમારો સાચો પરિચય મળે છે. દરેક જગ્યાએ

પ્રવેશવાનો એ સાચો રસ્તો છે. દરરોજ દરેક ક્ષણે વિચાર કરો, આપણી વ્યવહારની ભૂલોને જુઓ અને તેને દૂર કરવા પ્રયત્નશીલ બનો. ત્યારે જ તમે જીવનમાં બીજાનો સ્નેહ, સહાનુભૂતિ, સન્માન અને શ્રદ્ધા મેળવી શકશો.'' પછી શરૂ થયા સમાચાર. સૌથી ઉપર મથાળે શીર્ષક હતું, 'જંગલનું ગૌરવ.' એના અનુસંધાનમાં સમાચાર હતા, ''મુનિયા સિંહે ચંપા શિયાળનો પ્રાણ બચાવ્યો, એકબીજાનો પ્રાણ લેવાને તૈયાર થયેલા છન્નુ અને મન્નુ સુવર વચ્ચે ભાયા ગેંડાએ સુલેહ કરાવી, વાનરસમાજમાં બાળકો માટે નવી સ્કૂલ ખોલવામાં આવી જેમાં બાળકોના નૈતિક શિક્ષણની હિમાયત કરવામાં આવી. નનકુ બકરીનાં નાનાં બચ્ચાંએ જાનની બાજી ખેલીને મિત્રોને બચાવ્યા, વગેરે....' એ સમાચારો પછી આગળના પાને મોટું શીર્ષક આપેલું હતું. 'જંગલનું કલંક - આ કાળમુખા' એની નીચે વિગતે સમાચાર આપવામાં આવ્યા હતા, ''લૂંટફાટ, હત્યા, ચોરી, દગો, છેતરપિંડી, બેઈમાની વગેરેના.' એવું કરવાવાળાની સખત નિંદા કરવામાં આવી હતી. સમાચાર એવી રીતે આપેલા હતા કે, ''જંગલનું ગૌરવ'' કોલમ વાંચનારને તે જાનવરો પ્રત્યે શ્રદ્ધા વધતી જતી હતી. ''જંગલનું કલંક - આ કાળમુખાઓ'' કોલમ વાંચવાથી પાપ અને પાપી પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થતો હતો.

આવા સમાચારપત્ર માટે તો પહેલે દિવસે શ્યામુ વાંદરો, કાલુ વરૂ, સોનુ હરણ, ભાંદુ ગધેડું અને મોટુ સુવરે જગ્ગુની ખૂબ જ મશ્કરી કરી. શ્યામુ વાંદરો તો જગ્ગુની પીઠ પાછળ તાળી પાડીને હસતાં હસતાં બોલ્યોય ખરો, ''જેવું મોટું શરીર છે, ભગવાને અક્કલ પણ એવડી જ મોટી બનાવી છે; નીકળી

પડ્યા મોટા પત્રકાર બનવા !''

વાતો બધીય જગ્ગુને મળતી પણ તેનો સંકલ્પ મજબૂત હતો. એકવાર શ્યામુ વાંદરાએ કહ્યું, ''સમાચારપત્ર તો જાણકારી માટે છે, તમે તમારી ટિપ્પણી આપીને લખો છો એ કંઈ બરાબર રીત નથી.''

શાંતભાવે જગ્ગુએ કહ્યું, ''હું તો માનું છું કે એકલી જાણકારીથી કોઈ ફાયદો નથી. આપણું જીવન અસ્તવ્યસ્ત રહે છે. જ્યારે સમાચાર સાંભળવા જાનવરો સમય કાઢે છે તો તેમાંથી કોઈ દિશા-સૂચન કે માર્ગદર્શન મેળવે નહીં, તેમને કોઈ બોધ પ્રાપ્ત થાય નહીં તો પછી એનો શું લાભ છે ?''

શ્યામુએ જગ્ગુની વાતનો ખૂબ વિરોધ કર્યો ને કહ્યું, ''આમ જ કરશો તો પછી ચાલી રહ્યું તમારું પેપર... જો જો થોડા જ દિવસમાં બંધ થઈ જશે અને ભૂખે મરવાનો સમય આવશે.''

''એમ થશે તોય વાંધો નથી, મેં સમાચારપત્ર સમાજની સેવા માટે કાઢેલું છે. મારું ઘર ભરવા માટે નહીં.'' જગ્ગુ દૃઢતાથી બોલ્યો.

હવે શ્યામુ પાસે કોઈ જવાબ નહોતો. ચર્ચા કરવી નકામી ગણીને ક્રોધ ભરેલો તે નીકળી ગયો.

કોઈપણ નવી વાતનો શરૂઆતમાં વિરોધ થાય છે, પણ જ્યારે એની સારી વાત સમજાય છે તો તેને માનવાવાળાની સંખ્યા દરરોજ વધતી જાય છે. આમાં પણ એવું જ થયું ! ધીરે ધીરે જગ્ગુના સમાચારપત્રમાં જાનવરોની રુચિ વધવા માંડી અને છેવટે તો 'જંગલનું ગૌરવ' કોલમમાં આવતા જેટલા સમાચાર હતા, તેની પ્રત્યે સર્વનું સન્માન વધી ગયું અને 'જંગલનું કલંક' કોલમના સમાચાર વાંચી એવાં જાનવરો પ્રત્યે

તિરસ્કાર અને ગુસ્સો ઉત્પન્ન થવા માંડ્યો. એવાં જાનવર ધિક્કાર, અનાદરને પાત્ર ગણાતાં. પરિણામ એ આવ્યું કે સારું કરવાવાળાંને સારું કરવા બદલ પ્રોત્સાહન મળતું. ખરાબ કરવાવાળાં જાનવરોને ડર લાગતો કે ક્યાંય જાસૂસો મારફતે પોતાની ખબર પેપરમાં પહોંચી જાય નહીં, કારણ કે ત્યાં છપાયાથી તો તેઓ તિરસ્કારને પાત્ર થઈ જતાં અને શરમથી ઊંચું પણ જોવાતું નહીં.

આખા આનંદ વનમાં જગ્ગુનું સમાચારપત્ર "જગમુક્તા" લોકપ્રિય બની ગયું ! એને હાથી જ નહીં... વાંદરા, રીંછ, શિયાળ વગેરે બાજાં જાનવરોય સાંભળતાં હતાં. છેવટે શ્યામુને કબૂલવું પડ્યું કે જગ્ગુદાદાની સમજ સાચી છે. એણેય પોતાના પત્રની રીતરસમ બદલી નાંખી અને 'ગજમુક્તા' અખબાર જેવી કરી દીધી. આમ આનંદવનનાં સમાચારપત્રોને નવી દિશા મળી. એનું પરિણામ પણ ત્વરિત જોવા મળ્યું. બધાં જાનવરોને નવી ચેતના, નવી જાગૃતિ અને સન્માર્ગ પર હંમેશાં આગળ વધતા રહેવાની દરરોજ નવી પ્રેરણા મળતી રહી.

# કરણીનું ફળ

હિમાલયની તળેટીમાં એક ગાઢ જંગલ હતું. ત્યાં અનેક જાનવરો રહેતાં હતાં. એક ગુફામાં અંશુ નામનો સિંહ રહેતો હતો. એકવાર તે ખૂબ બીમાર પડ્યો, ત્યારે તેની સારવાર કરનાર કોઈ નહોતું. તેની પત્ની બચ્ચાંને લઈને બીજા દૂરના જંગલમાં પોતાની મા પાસે ગઈ હતી; ત્યારે લીલા નામની એક શિયાળે અંશુની ખૂબ સારવાર કરી. તે જલદીથી સારો થઈ ગયો. લીલાની સારવારથી તે ખૂબ પ્રસન્ન હતો. પોતાની

સાથે રહેવાની અંશુએ લીલા શિયાળને રજા આપી. એણે અંશુની નિસ્વાર્થભાવે સેવા કરી હતી. તેણે વિચાર્યું કે સિંહ ખૂબ શક્તિશાળી છે તેની મિત્રતાથી લાભ જ લાભ થવાનો છે.

લીલા દરેક સમયે અંશુની આગળપાછળ ફરતી, ચાંપલી થતી. તે જાણતી હતી કે, જેનું મન જીવતું હોય તેનું કામ કરવું જોઈએ. તે અંશુનું દરેક કામ કરવાની કોશિશ કરતી. ક્યારેક માથું દબાવતી તો ક્યારેક પગ ચાંપતી. અંશુ ના કહેતો છતાંય તે 'થાકી ગયો હશે' એમ કહીને સેવા કરતી. અંશુ વિચારતો



બિચારી મારું કેટલું ધ્યાન રાખે છે !'

હવે લીલાને ખાવાપીવાની જરાય ચિંતા ન હતી. અંશુ જે દરરોજ શિકાર કરતો તેમાંથી જ તેને અવનવાં જાનવરોનું માંસ ખાવા મળી જતું. તે વિચારતી 'પોતાની શક્તિ વડે તે ક્યાં આવું સ્વાદિષ્ટ ભોજન મેળવી શકવાની હતી ?'

આમેય હવે તેને કામ તો કરવાનું જ નહોતું. બેઠાં બેઠાં ખાઈ-પીને તે તગડી બની ગઈ હતી. શરીરમાં માંસ વધવાથી જાડી લાગતી હતી. હવે તો શિકાર કરવાનું તે ભૂલી ગઈ હતી કારણ

કે કોઈ કામનો કાયમ અભ્યાસ રહેવાથી જ તેમાં નિપૂણ થવાય છે. જ્યારે લીલાને તો શિકારેય નહોતો કરવો પડતો.

અંશુની સાથે રહેવાથી તેનામાં અભિમાન પણ આવ્યું હતું. તેને કોઈનો ડર રહ્યો જ નહોતો. જે તેની વિરુદ્ધ થતું તેનો તે અંશુ પાસે નાશ કરાવી નાખતી. પ્રાણીઓ પણ હવે એના સ્વભાવને કારણે તિરસ્કાર કરતાં બની ગયાં હતાં. તેને જોઈને તેઓ જાતે જ આઘાંપાછાં થઈ જઈ તેની સામે જવાનું ટાળતાં. લીલા શિયાળને એમ લાગતું કે હવે દરેક પ્રાણીઓ તેનાથી ડરવા લાગ્યાં છે અને આમ એનું અભિમાન ખૂબ જ વધવા લાગ્યું.

એક દિવસ ઘમંડી લીલા જતી હતી ત્યાં તેણે એક હાથીને ઝાડની શીતળ છાયામાં શેરડી ખાતા જોયો. હાથીએ લીલાને જોઈ છતાં પણ ન જોઈ હોય તેમ આરામથી શેરડી ખાવામાં જ પ્રવૃત્ત રહ્યો. ન તો તેણે લીલાને નમસ્કાર કર્યા કે ન તે ત્યાંથી ઊઠ્યો. એથી લીલા શિયાળ ઘણી જ ચિડાઈ. તે ગુસ્સાથી બોલી, ''અરે !... ઓ હાથી... અહીંથી દૂર હટ... હું અહીં બેસીને આરામ કરીશ.''

લાપરવાહીથી, શેરડી ખાતાં ખાતાં જ હાથીએ કહ્યું, ''ઝાડ તો અહીં ઘણાં છે. જઈને ગમે ત્યાં બેસી જા.''

આ સાંભળી લીલા પોતાપણું ભૂલીને હાથીની બિલકુલ નજીક જઈ કહેવા લાગી. તેની આંખો ગુસ્સામાં લાલ થઈ ગઈ હતી, ''સાંભળે છે કે નહીં ?''

ક્ષણવાર હાથીએ તેની સામે જોયું અને પછી સૂંઢ વડે લીલાને ઉઠાવીને ઊંચકીને દૂર ફેંકી દીધી.... બિચારી દૂર જઈને પડી.... હવે હાથી ઊભો થયો અને ગુસ્સાથી ચિત્કાર કરતો



લીલાને કહેવા લાગ્યો, ''પોતાની શક્તિ વડે જ કોઈ મહાન થાય છે. બીજાની શક્તિ પર ઘમંડ કરીને તેની વડે પોતાને મોટા સમજવું નરી મૂર્ખતા છે. બુદ્ધિમાની એમાં છે કે બીજાના બળ પર અભિમાન ન કરવું. પોતાની શક્તિનું પણ માપ જોવું જોઈએ.''

લીલાએ આવું સાંભળવાની આશા પણ નહોતી રાખી કે તેને એવી ટેવેય નહોતી. દાંત પીસતી, ગુસ્સામાં હાંફતી તેણે હાથીને કહ્યું, ''આજે મારી શક્તિ તું જોઈ લેજે.''

હાથી વ્યંગમાં હસ્યો અને ચાલ્યો ગયો. લીલાએ ચાલવાની કોશિશ કરી પણ કમરમાં દુઃખાવો થઈ ગયો હતો. એટલે જેમ તેમ કરીને ધીરે ધીરે ઘેર પહોંચતાં કલાકો થઈ ગયા અને પીડા થઈ તે જુદી.

ગુફામાં પહોંચતાં જ તે પડી ગઈ. અંશુએ તેની નજીક જતાં પૂછ્યું, ''અરે ! તને શું થયું ?''

લીલા ધ્રુસકે ધ્રુસકે રડી પડી અને રડતાં રડતાં જ મીઠું-

મરચું ભભરાવી હાથીની ચાડીચુગલી કરી, અંશુને ઉશ્કેરવા પ્રયત્ન કર્યો. છતાંય અંશુને ચૂપ બનેલો જોઈ તેણે કહ્યું, "તમે એ દુષ્ટ હાથીનો નાશ કરો."

અંશુએ ગંભીર બનીને કહ્યું, "હમણાં તો પહેલી તારી સારવાર કરીશ." કહીને તેણે જીતુ શિયાળને બોલાવી. એણે લીલાની કમરે માલીશ કરી. જડી-બુટ્ટી લગાવી. બે-ચાર દિવસમાં લીલા હરતી-ફરતી થઈ ગઈ.

એ સમય દરમ્યાન અંશુએ સઘળી માહિતી મેળવી લીધી. અંશુ વિવેકશીલ હતો. હાથી પાસેથી સત્ય વાત જાણી. એ એવો નહોતો કે એકદમ બીજા પર વિશ્વાસ કરી લે. પહેલાં પણ કેટલાંય જાનવરો પાસેથી લીલાની બાબતે તેણે ફરિયાદો સાંભળી હતી. એટલે લીલા શિયાળને બોલાવી તેણે ચોખ્ખું જ જણાવી દીધું કે "તને હવે હું મારી સાથે રાખી શકું તેમ નથી."

આશ્ચર્યથી લીલાએ પૂછ્યું, "કેમ ?"

"એટલા માટે કે, તેં મારી ઉદારતાનો ગેરલાભ લીધો છે. મેં તારી ઉપર વિશ્વાસ કર્યો પણ ખોટી માહિતીઓ આપીને નિર્દોષ પ્રાણીઓને મરાવ્યાં. સ્વાર્થી અને અવિવેકી મિત્ર કરતાં એકલા રહેવું વધારે સારું છે." અંશુએ ગંભીર બનીને કહ્યું.

લીલા સમજી ગઈ હતી કે, આ વખતે કંઈક કહેવું નકામું છે. તે નિરાશ બની ગઈ. મોં નીચું કરીને તે બીજા જંગલમાં ચાલી ગઈ. હવે આ જંગલમાં રહેવાની તેની હિંમત નહોતી.



# સુનંદાની મોટાઈ

રાવી નદીના કિનારે એક મોટું વૃક્ષ હતું. તેના ઉપર સુનંદા નામની એક સમડી અને પ્રેમા નામની એક ચકલી રહેતાં હતાં. જોકે આ વૃક્ષ ઉપર ઘણાં પક્ષીઓ રહેતાં હતાં. પરંતુ તે બધાં એક ભયંકર તોફાનમાં મરી ગયાં.

સુનંદા ઘણી જ ધીર- ગંભીર હતી, ઓછું બોલતી હતી. ફોગટની વાતો કરવી, એકબીજાની નિંદા કરવી તેને જરા પણ પસંદ ન હતું. કારણ કે તેને ખબર હતી કે વ્યર્થ બોલવાથી કે વધુ બોલવાથી શક્તિ નાશ પામે છે.

પ્રેમા નાની અને ચંચળ પણ હતી. તેની એક ખાસ આદત એ હતી કે તેનાથી ચૂપ બેસી રહેવાતું ન હતું. આખો દિવસ કંઈ ને કંઈ બોલતી હતી, કામ ઓછું કરતી અને વાતો વધુ કરતી.



દિવસમાં સુનંદા અને પ્રેમા સાથે થોડો સમય બેસતાં કારણ કે સવાર પડતાં બંને ખોરાકની શોધમાં ચાલ્યા જતાં. બંને થાકયા-પાકયા ઘેર સાંજે પાછા ફરતાં.

બંને એક જ ડાળ પર પાસે બેસતાં. સુનંદા શાંત બેસી રહેતી અને દિવસભરની ઘટનાઓનું પૃથક્કરણ કરતી અને વિચારતી કે તેનાથી આજે કંઈ ખોટું તો નથી થઈ ગયું ને ? કે પોતાના માટે કોઈને હેરાન તો નથી કર્યા ને ? પરંતુ ચંચળ સ્વભાવની પ્રેમાને થતું કે ખૂબ બોલું અને ખૂબ વાતો કરું અને દિવસભરનો થાક દૂર કરું પણ વાતો કોનાથી કરે. સુનંદા ઘણું ખરું ચૂપ રહેતી હતી. પ્રેમા જ્યારે કંઈક પૂછતી તો તેનો જવાબ ટૂંકાણમાં આપી દેતી.

સુનંદાની આ ઓછું બોલવાની ટેવ પ્રેમાને ઘણી ખરાબ લાગતી. તે મનમાં ને મનમાં ખરાબ કહેતી, 'અભિમાની કહેતી.' તે પોતાની જાતને કહેતી હું એકલી હતી તે સારી હતી. આ ન હોત તો સારું હતું. તે જ્યાં જતી ત્યાં સુનંદાની નિંદા કરતી.

એવું કંઈ જરૂરી નથી કે બીજા માટે જેવું વિચારીએ તેવા હોય. પ્રેમાનો આ ભ્રમ જલદી ભાગી ગયો. સમય આવ્યા પર વ્યક્તિની સારા-ખરાબની ઓળખ થાય છે.

એક દિવસ પ્રેમા બેઠી બેઠી સુનંદા સાથે વાતો કરી રહી હતી જે તેની ટેવ હતી. વાતો કરતા સમયે તે ભૂલી ગઈ કે તેની આજુબાજુ શું થઈ રહ્યું છે. સુનંદા ગભરાયેલી બેઠી હતી. પ્રેમા તેની વાત પૂરી કરે તે પહેલાં અચાનક સુનંદાએ તેને ધક્કો માર્યો. પ્રેમા તે ડાળી ઉપરથી પડી ગઈ પણ બચી ગઈ. તેણે

જોરથી બૂમ પાડી આ કેવી મૂર્ખામી છે અને ઉપરની તરફ ઊડી પરંતુ સુનંદા અગાઉની ડાળી પર ન હતી આજે તને નહીં છોડું એવા મક્કમ નિર્ધારથી પ્રેમા તેને શોધવા લાગી. સ્વાભાવિક રીતે અચાનક તેની નજર ઝાડની સૌથી ઊંચી ડાળી ઉપર ગઈ જ્યાં સુનંદા સંતાઈને બેઠી હતી. પ્રેમા ગુસ્સામાં ત્યાં સુધી ઊડી અને બોલી, ''લાગે છે કે તને વ્યવહાર કરતાં પણ



શીખવાડવું પડશે. તું મોટી છે તેનો અર્થ એ નથી કે ઊંધું - ચત્તું ખરું- ખોટું ગમે તે કરે.

પ્રેમા કોણ જાણે તેને શું શું કહેતી પણ અચાનક તેની નજર સુનંદાની પાંખોમાંથી નીકળતા લોહી ઉપર પડી. પ્રેમાએ ગુસ્સામાં પૂછ્યું, ''આ શું થયું ?'' સુનંદાએ નીચેની તરફ ઈશારો કર્યો. પ્રેમા તે જોઈ ગભરાઈ ઊઠી કે ત્યાં તીરકામઠું લઈને ઊભેલો એક આદમી તેમને જ શોધી રહ્યો છે.

થોડી ક્ષણમાં પ્રેમાને બધી વાત સમજાઈ ગઈ. તે પૂછવા લાગી કે, "તેં મને બચાવવા માટે ધક્કો માર્યો હતો ?"

સુનંદા ગંભીર થઈને બોલી, "તને બચાવવા માટે બીજો કોઈ ઉપાય જ ન હતો."

પ્રેમા પોતાની ભૂલ સમજી અને દુ:ખી થવા લાગી. તેણે સૌથી પહેલાં સુનંદાનું લોહી બંધ કરવાનો ઉપાય કર્યો. જ્યારે લોહી બંધ થયું ત્યારે હાથ જોડી બોલવા લાગી, "બહેન, મને માફ કરો. હું પણ કેવી ગાંડી છું કે ગુસ્સામાં બક બક કરવા લાગું છું."

સુનંદા બોલી, "તું મારાથી નાની છે. મેં તો સદાય તને માફ કરી છે. આ તો કંઈ મોટી વાત નથી. પણ બીજાની સાથે બોલતી વખતે ધ્યાન રાખવું જોઈએ કે આપણે જે બોલીએ છીએ તેનો પ્રભાવ બીજાઓ ઉપર પડે છે.એક વખત મુખેથી બોલેલા શબ્દ માફી માંગવાથી પણ પાછા વાળી શકાતા નથી."



"બહેન, હું શું કરું. હું ઘણી વખત વિચારું છું કે તારી સલાહ પ્રમાણે વર્તું. તું મને વારંવાર માફ કરે છે. બીજાઓ તેમ કરવાના છે ખરા ? પણ જ્યારે જ્યારે ગુસ્સો આવે છે ત્યારે મારી જાતને ભૂલી જાઉં છું."

સુનંદા સમજાવવા લાગી, "એ જ તો ધ્યાન આપવા જેવી વાત છે. એ જ તો મનનો સંયમ છે.જો આપણે આપણી ખરાબ ટેવ છોડવાનું ધ્યાન નહીં રાખીએ તો આપણી જાત ઉપર નિયંત્રણ નહીં મેળવી શકીએ અને તેથી જ આવી ટેવ કદી છૂટશે પણ નહીં."

પ્રેમા હુંકારમાં બોલી, "વાત તમારી બિલકુલ સાચી છે." પછી સુનંદાની પાંખો હલાવી બોલી, "બહેન એક વાત પૂછું, ખોટું તો નહીં લગાડે ને ?"

સુનંદાએ પૂછવાની સંમતિ આપી.

પ્રેમા બોલી, "તું મારી સાથે શાંતિથી વાત પણ નથી કરતી છતાં મારા માટે જીવને જોખમમાં મૂક્યો, આવું શા માટે ?"

સુનંદા સમજાવવા લાગી, "જો પ્રેમા, મિત્રોની ઓળખ વાતોથી નથી થતી, પ્રસંગ આવે ત્યારે તેના કામથી થાય છે. સાચો મિત્ર વાતો નથી કરતો અવસર પર મદદ કરવા સૌથી આગળ આવે છે."

"તું સાચું કહે છે બહેન, આજના પ્રસંગે મને જીવનભરનો બોધપાઠ આપી દીધો." એમ કહી પ્રેમા સુનંદાને વળગી પડી.

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.